# માનસરોવરની યાત્રા

લેખક
નારણજી પુરૂષોત્તમ સાંગાણી

हरिः ॐ तत् सत्

નારાયણ ગ્રંથમાળા

પુષ્પ ૧૩ મું.

# માનસરોવરની યાત્રા.

લેખક અને પ્રકાશક:

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ચાઇના બીલ્ડીંગ; ભીંડી બજાર—મુંબઇ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૫.

મૂલ્ય રૂા. ૦-૮-૦.

# નિવેદન.

કૈલાસ અને માનસરોવરની યાત્રા વિષે ગુજરાતીમાં પુસ્તક પ્રકટ થયેલું છે તેથી અમને આ પુસ્તક લખવાની ઇચ્છા નહોતી; પરંતુ તે માંહેની કેટલીક અતિશયોક્તિ ભરેલી ને સત્યથી વેગળી હકીકતથી લોકો આડે રસ્તે દોરવાઇ હેરાન ન થાય ને થોડી કિંમતે સત્ય બીના જાણી માનસરોવરનો જીવલેણ માગ સુધારવાનું કાર્ય પરોપકારી શ્રીમંતો લક્ષમાં લે એ હેતુથીજ પ્રસ્તુત પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યું છે.

કોઇ મહત્ત્વાકાંક્ષી સજ્જન હંસ પરમહંસના વૃત્તાંતને સત્ય માની કૈલાસ માનસરોવર પ્રયાણ કરી ગુરૂ દત્તાત્રેયનો સાક્ષાત્કાર ઇચ્છતો હોય તો તે અભિલાષા ઉત્તમ છે પણ અશક્ય છે એ તેણે પ્રથમ લક્ષમાં રાખી લેવું. અમે નથી ધારતા કે સંન્યાસી તરીકે પોતાને ઓળખાવી ગમે તેવું સ્વચ્છંદી–મોજશોખી જીવન ગુજારનાર સાધુ ઉંટાધુરાના ગહન પહાડો સુધી પણ પહોંચ્યો હોય ! જ્યાં પહોંચવાનીજ આશંકા છે ત્યાં બીસ્કુટ ખાનારને દત્તાત્રેય ભગવાન સહજ મળી જાય એમ મનાવવું એ મૂર્ખતાની અવધિજ ગણાય વળી કૈલાસ પર્વતનો ઘેરાવો પ્રાયઃ ૧૦ માઇલ છે છતાં તે ૩૨ માઇલનો જણાવે છે, તેમ બીજી ગુંફાથી ગૌરીકુંડ ફક્ત બે માઇલની ચડાઇપર છે ને તે પણ ત્રીજી ગુંફા જતા રસ્તાપર આવે છે છતાં સાથેના માણસોને પડતા મૂકી આખો દિવસ ચાલીને પણ તે મહાત્માથી કુંડ ન પહોંચાયું ને પાછા ફરી બીજે દિવસે જવાયું તેમ માનસરોવરથી તકલાકોટ ફક્ત ૧૪ કે ૧૫ માઇલ દૂર છે છતાં તે ૫૦ થી ૬૦ જણાવે છે એ પરથી અમને લાગે છે કે એ વર્ણન હંસ પરમહંસના સ્વતઃ અનુભવનું નહિ હોય પણ કોઇના પુસ્તકપરથી તફડાવી મારેલું હોવું જોઇએ. આ સંબંધમાં બાવા સત્યદેવનું હિંદીમાં લખાયલું "મેરી કૈલાસ યાત્રા" નામક પુસ્તક એ તેના ખરા અનુભવનું છે એમ તેમાં વર્ણવાયલી હકીકતપરથી તથા તેના આગમન વિષે ભોટીઆઓના કહેવાપરથી સ્વીકારી શકાય. આશા છે કે માનસરોવર જવાનો મિલમ ગરબ્યાંગનો રસ્તો સુધારવાનું કાર્ય પૂર્ણ થયા પહેલા વાચક ત્યાં જવાનું સાહસ નહિ જ કરે. મુંબઇ તા. ૨૯–૧૧–૨૫

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

# અર્પણ.

પ્રજાવત્સલ ધર્માત્મા શ્રીમાન્ મહારાણા શ્રીકરણસિંહજી બહાદૂર,
સં. લખતર.

પૂર્વકાળમાં તો ભગવદ્ કૃપાપાત્ર મહારાજા અંબરિષ, ભરત, યુધિષ્ઠિરાદિ કઇ પ્રાતઃસ્મરણીય રાજામહારાજાઓ આપણી પવિત્ર આર્યાવર્ત ભૂમિમાં ક્ષત્રિય જાતિમાં જન્મી, ક્ષત્રિયોચિત ગુણ ધારણ કરી, સંતતીની જેમ પોતાની પ્રજાનું પાલન કરવા સાથે પ્રભુની અનન્ય ભક્તિ કરી જગતના લોકોને ઉત્તમ આદર્શ દાખવી ગયા છે; પરંતુ અત્યારે કળિયુગમાં તેવા વિરલ ક્ષત્રિય કુળ ભૂષણ રાજાઓ દૃષ્ટિએ પડે છે. પરમ સંતોષની વાત છે કે "બહુરત્ના વસુન્ધરા" એ ન્યાયે આપ એક એવા મહાનુભાવ નૃપતિ સૌરાષ્ટ્રની પવિત્ર ભૂમિ-લખતર સંસ્થાનમાં ઉદય પામ્યા કે આપ ગોલોકવાસી થયા છતાં આપની શુભ કારકીર્દિનું સ્મરણ કરતા આપની પ્રજા અને પરિચયમાં આવનાર હરેક વ્યક્તિ રોમાંચિત થઇ જઇ, હર્ષના અશ્રુઓ વરસાવી, મુક્તકંઠે પ્રશંસા કરી, આપના પ્રત્યે પરમ પૂજ્યભાવ દર્શાવી રહેલ છે. સત્યારિત્ર, સંતાનની પેઠે પ્રજા-પાલનમાં તત્પરતા અને અખિલ વિશ્વના નાથ શ્રીરણછોડજીમાં આપની અનન્ય ભકિત આદિ અનુપમ અને અનુકરણીય દૈવી સંપત્તિના ગુણોથી આકર્ષાઈ આ ગ્રંથ આપના ગોલોકવાસી આત્માને સપ્રેમ સમર્પણ કરૂં છું.

પ્રભુ કૃપાભિલાષી,
**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

# અનુક્રમણિકા.

श्रीहरिः

# માનસરોવરની યાત્રા.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानन्दमाधवम् ॥

દિવ્ય ધામો વિષે નિર્ણય કરવામાં આવે તો હિમાલયની નિકટમાં આવેલા શ્રી કૈલાસ માનસરોવરને ઉત્તમ પંક્તિએ મૂકયા વિના ચાલે નહિ. મહાભારત અને પુરાણોમાં કૈલાસ માનસરોવરની અલૌકિકતા વિષે અત્યુત્તમ વર્ણન અનેક સ્થળે લખાયલું છે. સમર્થ કવિઓએ અને વિદેશી પ્રવાસીઓએ પણ માનસરોવરનું સૌંદર્ય વર્ણવાય તેટલું વર્ણવી છેવટે વેદની માફક નેતિ નેતિ અર્થાત્ વર્ણનાતિત જણાવેલું છે. આવા અનુપમ ધામની યાત્રા કરવાનો સંકલ્પ મને ઘણા વર્ષથી ઉદ્દભવ્યો હતો પરંતુ તે સાથે અનુભવીઓના મુખેથી એમ પણ સાંભળ્યું હતું કે ત્યાં (માનસરોવર) જવું અને જઇને પાછા સહીસલામત ઘેર આવવું સહેલ નથી. અતિશય વિકટ અને જોખમી અગમ્ય રસ્તાપર ચાલ્યા પછી બરફમાં વિચરવું પડે છે ને ખોરાકની ચીજો બબ્બે ત્રણ ત્રણ માસની સાથે રાખવી પડે છે, અને ચોર લૂંટારાનો પણ પૂરો ભય લાગે છે અર્થાત્ સ્પષ્ટ રીતે કહીએ તો ત્યાં જવામાં ક્ષણે ક્ષણે અને ડગલે પગલે મૃત્યુનો ભય છે, તેમાંથી ઉગરી કોઇ ભાગ્યેજ પાછું આવે છે માટેજ કોઇ જતું નથી.

હંમેશા ઇશ્વરનો એક નિયમ છે કે જે કાર્ય, સ્થળ કે વસ્તુ જેટલા પ્રમાણમાં મોટી–કિંમતી–અદ્ભુત તેટલા પ્રમાણમાં તે વિશેષ કષ્ટ સાધ્ય પણ હોયજ; માટે દઢ સંકલ્પવાળા શ્રેયના અભિલાષીએ તેની જરાપણ દરકાર નઃકરવી જોઇએ. જ્યારે મેં માનસરોવર જવાનો સંકલ્પ દર્શાવ્યો ત્યારે મારા પૂજ્ય પિતા, કુટુંબી તથા સ્નેહી મિત્રો તરફથી મને અટકાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો થયા, કલ્પાંત થયો, અનેક જીવલેણ સુશીખતો કહેવામાં આવી છતાં મેં મારો નિશ્ચય ન બદલ્યો ને સંવત ૧૯૮૧ ના ચૈત્ર સુદિ ૭ ને મંગળવારે મુંબઇથી પ્રયાણ કર્યું.

## પ્રયોજન અને તૈયારી.

સ્વાભાવિક રીતે સુજ્ઞ પુરૂષના હૃદયમાં પ્રશ્ન સ્ફુરે કે જ્યારે શ્રી કૈલાસ અને માનસરોવર જવું અને જઇને પાછું આવવું એ મૃત્યુના ભયવાળું છે, નાના મોટા સેંકડો કષ્ટો ભોગવવા છતાં પણ ઘેર પહોંચવું અશક્ય છે ત્યારે શાણા પુરૂષોએ ત્યાં શા માટે જવાનું સાહસ ખેડવું ? વાસ્તવિક રીતે આવા પ્રશ્નનો ઉત્તર એજ હોઇ શકે કે શાણા ગૃહસ્થે ત્યાં જવાનો વિચારજ માંડી વાળવો ઘટે. અદ્યાપિપર્યંત જેઓ ત્યાં કવચિત્ જાય છે તેઓ સંસાર કે શરીરની દરકાર વિનાના સાધુ મહાત્મા વૈરાગીજ જાય છે, કોઈ ગૃહસ્થાશ્રમી હિંમત કે સાહસ કરતો નથી. આમ જાણવા છતાં મેં માનસરોવર જવાનો સંકલ્પ કર્યો તેના બે કારણો હતાઃ—એક તો હિંદમાંના દ્વારકા, રામેશ્વર, જગન્નાથ, બદ્રીનાથ, કાશી, મથુરા વગેરે નાના મોટા પ્રાયઃ સઘળા તીર્થોની યાત્રા એકથી

વધારે વખત કરેલી છે એટલું જ નહિ પણ કાશ્મીર, નેપાલ, બ્રહ્મદેશ, ચીન, જાપાન, ઇંગ્લંડ, ફ્રાન્સ, ઈટાલી વગેરે સુંદર રમણીય ગણાતા દેશો પણ જોયેલા છે ને હવે માત્ર કૈલાસ માન સરોવર જેવું પરમ અલૌકિક સ્થળ બાકી રહી જાય એ ઠીક નહિ, ગમે તે ભોગે તેના દર્શન કરવાજ જોઇએ; અને બીજું હિમાલય તથા કૈલાસ માનસરોવરમાં ઋષિ મુનિ યોગી મહાત્માઓનો વાસ છે, ભાગ્ય જોગે જો તેઓના દર્શન સમાગમ થઇ જાય તો જાતિ ધર્મ અને દેશોદયના ઉદ્ધારાર્થે દૈવી સંપત્તિ-આત્મજ્ઞાન અને ઐશ્વર્ય પણ પ્રાપ્ત થઇ શકે.

માનસરોવર પ્રયાણ કર્યા પૂર્વે છ માસથી સાધનો એકઠા કરવાની તથા રસ્તાની આવશ્યક માહિતી મેળવવાની બનતી સઘળી તૈયારી કરવા માંડી હતી. માનસરોવર કૈલાસ જઇ આવેલાઓના બનાવેલા પુસ્તકો વાંચી, તેમાંથી ઉપયોગી નોંધ કરી લેઇ, બને તેટલાને જાતે મળી, પૂછવાનું પૂછી લીધું હતું. બરફની ઠંડીથી બચવા સારૂ ઓઢવા પાથરવાના ત્રણ બનુસ, ઉનના હાફ કોટ અને ચોરણી, પગના ત્રણ જોડ મોજા અને હાથના મોજા, ગરમ રૂમાલ, કાનટોપી અને બેન્ડેજ (પગે બાંધવાના પટા) નાની મોટી ચીજો નાંખવાનો થેલો, કોથળો અને કોથળીઉં, સ્લીપર અને હોલબુટની જોડ, હાફપેંટ ટોપી અને રેશમી સાફો, તાવ માથું પેટ ઉધરસ ઘા વગેરેની દવાઓ અને મરી લવીંગ સૂંઠ કેસર કસ્તુરી, તાળુ થાળી વાટકો ડબરો અને ટિફીન બોક્સ તથા ગીતાજી માળા નોટબુક અને કાગળ પેન્સીલ વગેરે જોઇતા પ્રમાણમાં વસાવી લીધા હતા.

સાધનસંપન્ન ગૃહસ્થ ભલે સેંકડો સાધન સાથે લઇને

જાય તો પણ હિમાલયના પુરા પાર કરી ટિબેટ પહોંચવાનો માર્ગ અગમ્ય હોવાથી ત્યાંના રાત દિવસના અનુભવી ભોટીઆ લોકોનો આશ્રય લીધા વિના તો કદાપિ નજ ચાલે. ભોટીઆ લોક ટિબેટ વેચવા માટે જે જે કાપડ કટલેરી કરીઆણું હોગ્રયરી મોતી વગેરે માલ હિંદમાંથી ખરીદી લઇ જાય છે તે મોટે ભાગે કલકત્તા આવીનેજ; તેથી તેઓનું દર વર્ષે શિયાળામાં કલકત્તા આવવાનું રહે છે. મારા પરમ સુયોગ્ય સન્મિત્ર શ્રીયુત દયાશંકર દયાળજી ભટ્ટ જેઓ કલકત્તાની એક આગેવાન પેઢીના ભાગીદાર અને પોતાના બહોળા અનુભવ તથા તીવ્ર બુદ્ધિમત્તાથી મોટી લાગવગ ધરાવે છે તેમણે બે વર્ષ અગાઉ જેમ નેપાલ જતાં મને ભળામણ પત્ર લખાવી આપી તમામ અનુકૂળતા કરી દીધી હતી તેમ હિમાલયમાંના મુનશ્યારી–મિલમથી ટિબેટ જતાં પ્રતિષ્ઠિત ભોટીઆ વેપારીઓ પર પણ ભળામણપત્રો લખાવી મોકલી પોતાના મિત્ર તરીકેના કર્તવ્યનું પાલન કરી મારાપર પરમ અનુગ્રહ કર્યો હતો.

## અંબાજીનો અગાધ મહિમા.

જેવી રીતે માનસરોવર કે હરકોઇ સ્થળે જનારને ભળામણ પત્ર ઉપયોગી છે તેવીજ રીતે સારો વિશ્વાસુ સંગાત પણ જરૂરી છે. જે ભાઈ પ્રથમ અમારી સાથે ગંગોત્રી જમનોત્રી કેદારનાથ બદ્રીનાથ ચાર વર્ષ પૂર્વે આવેલ તે મારા સ્નેહી ધર્મપ્રેમી ભાઇ વૃજલાલ ત્રિભોવનદાસ માનસરોવર પણ આવવાને તૈયાર થયા એટલે તેમને મથુરાજી અમુક દિવસે આવી મળવાનું જણાવી હું

મુંબઇથી ભાવનગર ત્યાંની પરમ ભાવિક–સનાતની પ્રજાનું માન-પત્ર તેઓના પ્રેમને આધીન થઇ સ્વીકારવા ગયો ને મોરબીના દિવાન સાહેબ પરમ ભગવદીય શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીજીને હાથે ચૈત્ર (સુદિ ૯) રામનવમીના શુભ દિને સ્વીકારી દડવા મોટા કુટુંબને મળી, મહાખુશીબતે દેવસમાન વૃદ્ધ પિતાશ્રીની આજ્ઞા મેળવી ચૈત્ર વદિ ૨ ને શનિવારે દડવાથી રવાના થઇ પ્રથમ આબુરોડ ઉતરી અંબાજી ગયો.

આબુરોડથી અંબાજી બાર માઇલ દૂર છે. રસ્તો સડકનો છે. બેલગાડામાં, ઘોડાપર અથવા પગે ચાલીને યાત્રીઓ અંબાજી જાય છે. બેલગાડામાં ચાર માણસ બેસી શકે છે તેનું ભાડુ રૂ. ૮ એટલે પ્રત્યેક મુસાફરનું રૂ. ૨, ઘોડાનું રૂ. ૨ા, અને પગે ચાલીને જવું હોય તો રૂ. ૧ા મજુરને આપવો પડે છે. રસ્તામાં નદી તથા દૂધ ચાની દુકાનો અને પાણીની પરબો આવે છે. પ્રથમ નવ માઇલ શિરોઇ સ્ટેટની હદ આવે છે તે પ્રત્યેક યાત્રી પાસેથી ચાર અને બે મળી છ આના કર લે છે તથા બેલગાડા-વાળા પાસેથી રૂ. ૨ લે છે. પછીના ત્રણ માઇલ એટલે પઠાણ ચોકીથી અંબાજી સુધી દાંતા સ્ટેટની હદ છે ને તે દરેક યાત્રી પાસેથી રૂ. ૨)ા અને બેલગાડાવાળા પાસેથી રૂ. ૨ કરના લે છે.

શ્રી અંબાજી માતાનું મંદિર બહુ મોટું દેદીપ્યમાન નથી, પરંતુ સ્વયં માતાજી ભારે તેજસ્વી છે. જગદંબાની મૂર્તિનું સ્વરૂપ કોઈ રીતે કલ્પી શકાતું નથી પણ ચમત્કાર અતિ મોટો છે. હજારો યાત્રી અતિશય ભાવથી દર્શનાર્થે આવે છે. અહીં ચૈત્ર સુદિ ૧૫ તથા ભાદરવા સુદિ ૧૫ નાં દિવસે જબર મેળો ભરાય છે ત્યારે મોટી સંખ્યામાં યાત્રી આવે છે ને માતાજીની

પૂજા કરી, સામગ્રી ધરાવી, ભેટ મૂકે છે. એમ કહેવાય છે કે માતાજીની માનતા-બાધા રાખનાર ભાવિકની હરેક શુભેચ્છા જેવી કે ધન સ્ત્રી પુત્રાદિ પ્રાપ્તિની હોય તે માતાજી અવશ્ય સફળ કરે છે તેથી હિંદુઓ તો ભગવતીને આરાધે છે જ પરંતુ જૈનો પણ તેટલાજ ભાવથી ભજે છે. શ્રી અંબાજીની માનતા રાખનાર જો તેના પૂજારીના મુખે બાધા પરિપૂર્ણ થયાનું કહેવરાવવા ઈચ્છે છે તો પૂજારી પોતાની ઈચ્છા મુજબ પચીસ પચાસ સો બસો રૂપિયા ચાર્જ કરી હા કહે છે. પૂજારી પણ બાપડો શું કરે! દાંતાના રાજા પાસેથી માતાજીની પૂજાનો ઠેકો-ઇજારો લેતાં તેને પચાસ સાઠ હજાર રૂપિયા જેવડી મોટી રકમ દરવર્ષે આપવી પડે છે. અંબાજીમાં દુકાનો રાખનાર હરેક દુકાનદારને પણ ઠેકાની મોટી રકમ ભરવી પડે છે. દાંતા રાજ્ય એ કેમ જાણે માત્ર માતાજીના મંદિર ઉપર જ નભતું ન હોય? તેમ જણાય છે. અંબાજીમાં ધર્મશાળા તથા બ્રાહ્મણો પુષ્કળ છે. દાંતા સ્ટેટની વસ્તી છૂટી છવાઇ ઝુપડાં બાંધીને રહેલી છે ને તે મોટે ભાગે ભીલની છે. હરેક ભીલની પાસે છરી તથા તીરકામઠું જોવામાં આવે છે. રસ્તાપર જતા આવતા ડુંગરાઉ ભૂમિ આવે છે તેમાં ચોર લુટારૂનો ભય રહે છે પણ રાજ્ય તરફનો બંદોબસ્ત ઠીક છે એટલે યાત્રીને ભાગ્યેજ ખમવું પડે છે.

## કાઠગોદામ.

અંબાજીથી પાછા ફરી આબુરોડ સ્ટેશને આવી મથુરાની ટિકિટ કઢાવી ભરતપુર અને અચનેરા ગાડી બદલાવી મથુરાજી પહોંચ્યો. ભગવતી શ્રી જમનાજીમાં સ્નાન પાન કર્યો પછી મુખ્ય

મુખ્ય દર્શન કર્યા. અહીં સાંજ વખતે શ્રી જમનાજીની આરતી થાય છે ત્યારે તેના દર્શનની અલૌકિક ખુબી છે. હજારો યાત્રી દર્શનાર્થે વિશ્રામ ઘાટપર એકઠા થાય છે ને પરમ ભાવથી કોઇ જમનાજીમાં હોડકામાં બેસીને તો કોઇ અગાશી ઓટલાપર ઉભા રહી કીર્તન સ્તુતિ ગાય છે ને મોટી ઢાલ જેવડા હજારો કાચબા તથા વાનરો અને ગાયો જે જમનાજીના કાંઠે ખાવા માટે આતુરતાથી એકબીજા ઉપર ધસતા હોય છે તેને દાણીઆ નંખાવે છે. અહીંના ગોર ચોબાઓ છે તેઓના વાણી વર્તનમાં હજુ જરાપણ ફેરફાર થયો નથી, તેઓ જેવાને તેવા અજ્ઞાન ભંગેડી તથા સ્વાર્થી હોઇ યાત્રીઓને અતિ ત્રાસ આપે છે.

હિંદુ સનાતન ધર્મીઓની નિશ્ચેતન દશા જોઇ જેમ મુસલમાન ખ્રિસ્તી પાદરી આગાખાનીઓ જુલમ વર્તાવી રહ્યા છે તેમ આર્યસમાજીઓએ પણ પોતાનો પંથ ફેલાવી હિંદુઓના માલિક અને સુખી બનવાને માટે હમણા ખંતથી યત્ન આરંભ્યો છે. તેઓ જાતિ રક્ષણને નામે વિધવા પુનર્લગ્ન, શ્રાદ્ધ પુરાણ મૂર્તિપૂજા તીર્થ તથા જન્મથી જાતિ નિષેધ કરવાનું અજ્ઞાન લોકોને સમજાવી દયાનંદ જયન્તિ મોટા ઠાઠમાઠથી ઉજવે છે. મથુરાજીમાં પણ આ વર્ષે તેઓએ શતાબ્દિ ઉજવી હતી ને અડપલું કર્યું હતું. આર્યસમાજીઓના ઉદ્ધત છોકરાઓએ જમનાજીની પવિત્રતાનો વિચાર કર્યા વિના, તેના કિનારે ઘાટપર મોજા બુટ પહેરી ઘુમવા માંડયું અને સાબુથી જમુનાજીમાં નહાવા પણ લાગ્યા એટલે ચોબાઓએ તેમને રોકવા યત્ન કર્યો પરંતુ ન માન્યું તેથી મારામારી થઇ ને છેવટે છોકરાઓની નાલાયક વર્તણુંક બદલ આર્યસમાજના સ્વામી શ્રદ્ધાનંદને દિલગીરી દર્શાવવી પડી; આ હકીકત તાજેતરમાં જ બનેલી હોઈ અમે અનેક મુખેથી

સવિસ્તર સાંભળી. "ગરીબની જોરૂ સર્વની ભાભી" જેવું જ્યાં સુધી હિંદુઓ એકત્ર અને બળવાન બની આત્મરક્ષણાર્થે તત્પર નહિ થાય ત્યાં સુધી નિઃસંશય બનવાનુંજ.

પૂર્વ સંકેત પ્રમાણે મારા સ્નેહી ભાઇ વ્રજલાલ ત્રિભોવનદાસ અત્રે આવી મળ્યા એટલે વૃંદાવન જઇને ત્યાંના પણ અતિ દર્શનીય એવા શાહજીના મંદિરના તથા લક્ષ્મીચંદ શેઠના મંદિર વગેરેના દર્શન કર્યાં. પુરાણોમાં પ્રભુની રમણ ભૂમિ વૃંદાવનની રમણીયતા વિષે સુંદર વર્ણન ઘણું ઘણું લખાયલું છે પરંતુ અત્યારે ત્યાં અલૌકિકતા જેવું કશું દૃષ્ટિગોચર થતું નથી કિંતુ આર્યસમાજ તુર્યસમાજ વગેરેએ ભ્રષ્ટાચાર ફેલાવવા એવા પવિત્ર સ્થળમાં થાણા નાંખ્યા છે છતાં મૂઢ પંડયા અને પૂજારીઓ ચોપડા કાઢી યાત્રીઓને સતાવી લૂંટાય તેટલા લૂંટવામાં બિલકુલ ઉણપ રાખતા નથી. તીર્થ સ્થાનમાં રહેનાર ગોર-પંડયાઓના કુકર્મ તથા કુટિલતાથી કેટલીક વેળા યાત્રીઓની તીર્થસ્થાનો-પરથી શ્રદ્ધા ઉઠી જાય છે ને કેટલાક ઓછી બુદ્ધિના નાસ્તિક બની જઇ વિરૂદ્ધ વર્તવા માંડે છે માટે પંડયા તથા પૂજારીઓએ નિઃસ્વાર્થી અને ધર્મકર્મના જ્ઞાતા બનવાની પૂરેપૂરી આવશ્યકતા છે.

ગોંડલથી આબુરોડનું ભાડું રૂ. ૪।๛ અને આબુરોડથી મથુરાનું રૂ. ૮)๛ પડે છે. મથુરાજીમાં સ્નાન દર્શન કર્યા પછી રૂ. ૩ા=ાા આપી સીધા કાઠગોદામ પહોંચ્યા; પરંતુ સવારની ટ્રેઇન ઘણી પ્રતિકૂળ છે કારણ કે કાસગંજ તથા બરેલી બદલવી પડે છે, જ્યારે રાત્રિની ગાડી સીધી કાઠગોદામ પહોંચાડે છે.

કાઠગોદામ સ્ટેશન એ છેલ્લું સ્ટેશન છે. ટ્રેઇન અહીંથી આગળ જતી નથી. આ સ્ટેશન હિમાલય પર્વતની તળેટીમાં

છે. અહીંથી નૈનિતાલ, આલમોરા અને બદ્રીનારાયણ જઇ શકાય છે. તેમ બદ્રીનાથથી પાછા ફરી રામનગર અથવા અહીંથી ટ્રેઇનમાં બેસાય છે. સ્ટેશન આખરીનું છે તો પણ ધર્મશાળા દુકાન કે મકાનના સાધન ઠીક નથી, તેથી લોકો કે જેઓને રાત્રિ રોકાવાનું હોય છે તેઓ કાઠગોદામ ન રોકાતાં તેની અગાઉના હલદ્વાની સ્ટેશને જ રોકાય છે. હલદ્વાની એક મંડી-બજાર છે ને કાઠગોદામથી ફક્ત પાંચજ માઇલ દૂર છે. લગભગ આખા આલમોરા જીલ્લાવાળા હિમાલયના લોકોની ખરીદી હલદ્વાનીમાંથીજ થાય છે એટલે હલદ્વાનીમાં મોટા મોટા વેપારીઓ અનાજ કાપડ કરીઆણું જથ્થાબંધ દુકાનોમાં રાખે છે. હલદ્વાનીમાં ખાન-પાનની વસ્તુ, પાણી તથા ધર્મશાળાની પણ સારી સગવડ છે.

## નૈનિતાલ.

હલદ્વાની અને કાઠગોદામ સ્ટેશને ટ્રેઇન આવવાને સમયે મોટર, મોટર લોરી તથા ખચ્ચર વગેરે પુષ્કળ વાહન ઉભા હોય છે. જેને સીધું આલમોરા જવું હોય તેને માટે સીધો પગ રસ્તો તથા મોટરનો એમ બે રસ્તા છે. પગ રસ્તો ૩૭ માઇલનો છે ને મોટર રસ્તો ૮૦ માઇલનો છે. પગ રસ્તે જનારને સામાન ઉપાડવાવાળા મજુર પુષ્કળ મળી શકે છે. મજુરી રૂ. ૩ થી ૪ના એક મણ બંગાળી બોજની પડે છે. મોટર લોરીવાળા રૂ. ૮ થી ૧૦ માં બેસાડી લઈ જાય છે; પરંતુ જેને નૈનિતાલ જોવાની ઇચ્છા હોય તે પગ રસ્તે ચાલીને અથવા મોટર લોરીમાં બેસીને નૈનિતાલ જોઇ આગળ જઈ શકે છે, તેમ કરતા માત્ર ભાડાનો,

મજુરીનો અને નવ માઇલ રસ્તાની લંબાઇનો ફેર પડે છે. કાઠગોદામથી નૈનિતાલ સુધીનું મોટર લોરીનું ભાડું રૂ. ૧ાા થી ૨ અને કુલી મજુરી રૂ. ૧ થી ૧ાા વજનના પ્રમાણમાં પડે છે.

અમારે નૈનિતાલ જેવાની ઇચ્છા હતી તેથી તે રસ્તે મજુર રૂ. ૧ાા માં ઠરાવી ચાલ્યા. બે જણનો સામાન સાથે હોઇ ઓછામાં ઓછો તે દોઢ મણ વજનમાં હશે પરંતુ અમારો નેપાલી મજુર કસાયલો તથા ઉમ્મરે પહોંચેલો ખમતીધર હોવાથી આનંદપૂર્વક ઉંચકી જતો હતો.

પ્રાતઃકાલ ૭ બજે કાઠગોદામ સ્ટેશનેથી આગળ ચાલતા જંગલ વૃક્ષ વનસ્પતિ પહાડો આવવા લાગ્યા. ધીમી ધીમી ચડાઇ ઉતરાઈ પણ શરૂ થઇ ગઇ. મોટરની સડક જેટલી પગ રસ્તાની સડક પહોળી સફાઇદાર કે મજબૂત નથી તો પણ ઠીક છે. બે માઇલ ચાલ્યા બાદ લશ્કરનું થાણું આવ્યું. ત્યાંથી આગળ ચાલતા બ્રેવરી જે વીરભટ્ટી નામથી ઓળખાય છે, તે આવે છે પણ તે સ્થળ પગ રસ્તે જનારાને જરા નીચે રહી જાય છે. ઠેઠ બાર માઇલને રસ્તે ઉતરવા માટે ધર્મશાળા ડાકબંગલો કે મકાન આવતા નથી, માત્ર એક દુકાન અને જગાતની ચોકી આવે છે. રસ્તાપર વનસ્પતિ વૃક્ષોની શોભા મનોહર છે. એકાદ માઇલના વિસ્તારમાં તો ગુલાબના બગીચા આવે છે ને ગુલાબી ફૂલોના લુમખા સુવાસ આપે છે ત્યારે ચિત્ત ખુબ પ્રસન્ન થાય છે. કાઠગોદામથી ૧૦ માઇલ સુધી સાધારણ ચડાઇ આવી પરંતુ તે પછી નૈનિતાલ સુધી ૨ માઇલની ચડાઇ ઘણી આકરી આવે છે તે ચડી સાંજે ચાર વાગે અમો નૈનિતાલ પહોંચ્યા.

નૈનિતાલ એક વિશાળ તળાવના કાંઠે વસેલું સુંદર શહેર છે. અતિ ઉંચાઇપર હરીઆળી વનસ્પતિ વૃક્ષો તથા પહાડોની મધ્યમાં તે વસેલું હોવાથી તેના હવા પાણી નિરોગી અને લાભદાયક ગણાય છે. પહાડી લોકો તળાવને તાલ કહે છે. નૈનિ પણ તાલ-તળાવની ચારે પાસ ફરતું વસેલું હોવાથી નૈનિતાલ કહેવાય છે. તે અતિશય ઉંચાઇપર વસેલું હોવાથી મસુરી સિમલા ડાર્જીલીંગની માફક ત્યાં પણ શીતકાળમાં ઓક્ટોબરથી માર્ચ સુધી સારી પેઠે ઠંડી તથા બરફ પડે છે. અહીંના ઉત્તમ ઠંડા આબોહવા અને સૌંદર્ય જોઇ ગોરા તથા અધિકારી લોકોએ નૈનિતાલને પોતાનું ધામ બનાવી નાનકડું લંડન ખડું કરી દીધું છે. ગવર્નર તથા અન્ય સરકારી અધિકારીઓ ઉનાળો અહીંઆ ગાળતા હોવાથી શ્રીમંતો તથા રાજા મહારાજાઓ પણ મોટી સંખ્યામાં આવજા કરે છે. અહીં હોટલો, અંગ્રેજ વેપારીઓની દુકાનો, બેંકો, સરકારી ઓફિસો અને બંગલાઓ, ક્રિકેટ ફુટબોલ રમવાના મેદાનો, મોટર કુંપ્નીઓ તથા તાર ટપાલના સાધન વિપુલ છે. રસ્તા અત્યંત સફાઇદાર સુશોભિત સડકવાળા તથા નામના બોર્ડથી યુક્ત છે એટલે ગોરાઓને જરાપણ મુંઝવણ પડે એમ નથી. ગોરાઓની સગવડ સાચવી પેટ ગુજારો કરવા માટે આપણા હિંદીઓ કેટલાક દુકાનો રાખી રહ્યા છે ને કેટલાક "જી હજુર"ની મજુરી પણ કરે છે.

હિંદુ મુસાફરને ઉતરવા માટે કોઇ ખાસ ધર્મશાળા બની નથી. હિંદુ હોટલમાં અથવા રામપુર નવાબની ધર્મશાળામાં કોઇ કોઇ હિંદુ મુસાફરો ઉતરે છે પણ ત્યાં વટલવાનું છે. નવાબની ધર્મશાળાનો ચોકીદાર ચમાર છે, જે ત્યાંજ રહે છે ને

સ્પર્શ કરી ભ્રષ્ટ કરે છે, છતાં હિંદુ શ્રીમંતો કે રાજાઓને પોતાની ધર્મશાળા બંધાવવાનું સુઝતું નથી. સંતોષની વાત છે કે તાલ-તળાવના કિનારે ભગવતીનું મંદિર છે ત્યાં હિંદુ મુસાફરને આશ્રય મળે છે. સ્થાનિક સેવા સમિતિ તરફથી દેવીના મંદિરની નિકટમાં નાનકડી (હિંદુઓ માટે) ધર્મશાળા પણ તૈયાર થઇ રહી છે જે ઉપયોગી નિવડી કર્તાઓને આશીર્વાદ આપશે. પહાડી અને આ તરફના લોકોને જગદંબાપર ભારે શ્રદ્ધા છે. સેંકડો લોક પરમ ભાવથી ભગવતીના દર્શન કરવા આવે છે ને પહાડી સ્ત્રીઓ ભાવદર્શક ગરબા ગાઇ માતાજીની સ્તુતિ કરે છે. તળાવના કાંઠે સુંદર જગ્યામાં દેવીનું મંદિર બંધાયલું હોવાથી અનેક શોખીન હિંદુઓ ફરવા નિમિત્તે પણ મંદિરમાં આવી તળાવ કાંઠે ટેલી અથવા બાંકડાપર બેસી નિર્મળ હવા તથા રમણીય દૃશ્યનો લાભ ઉઠાવે છે. ગવર્નર અને ગોરા સાહેબો બોટ હોડકામાં બેસી ટેલતા હોવાથી તળાવમાં માછલા પકડવાની કે નહાઇ ધોઈ ગલીચી કરવાની સખ્ત મનાઇ છે.

## આલમોરા.

ઘણા દિવસની નૈનિતાલ જોવાની ઇચ્છા હતી તે પૂર્ણ થયા પછી બીજે દિવસે તેના તે નેપાલી કુલીને રૂ. ૩ આપવા ઠરાવી આલમોરા તરફ પગ રસ્તે પ્રયાણ કર્યું. પ્રથમ ત્રણ માઇલની ચડાઇ ને પછી ચાર માઇલની ઉતરાઇ ચડી ઉતરી ભોવાલી પહોંચ્યા.

નૈનિતાલ અને વીરભદ્રીની માફક ભોવાલીમાં પણ લશ્કરી છાવણી છે. છાવણીને લઇ આઠ દશ દુકાનો તથા મકાનો વસેલ છે. ભોવાલીની નજીક ઉંચા પર્વતપર કીંગ એડવર્ડ હોસ્પીટાલ અને સેનેટોરીઅમ છે તેમાં ક્ષયના દર્દીઓની માવજત થાય છે. હોસ્પીટાલ તથા સેનેટોરીઅમ અતિ વિસ્તારવાળી જગ્યામાં, ભવ્ય બીલ્ડીંગમાં અપ ટુ ડેટ સાધનો સાથે દોઢ દોઢસો દર્દીઓને સમાવેશ કરે તેવી સોઇવાળા છે. લાગવગ વગરના ગરીબો માટે તો તે સ્થાનો જગતમાં માત્ર શોભાના પુતળા સમાન હોઇ બોજારૂપ છે. ભોવાલીથી આગળ ચાર માઇલની ચડાઈ તથા ચાર માઇલની ઉતરાઇ ચડી ઉતરી રામગઢ પડાવે ડાક બંગલામાં રાત રહ્યા. ડાક બંગલામાં પાગરણ પથારીનું સાધન છે પણ રોજના માણસ દીઠ આઠ આના ભાડું મોઘું પડે તેમ છે તેથી ગરીબ મુસાફર તો દુકાન કે નિશાળની ઓસરીમાં જ ઉતારો કરે છે.

રામગઢથી પ્રાતઃકાલે વહેલા ચાલી સાંજે પાંચ વાગે આલમોરા પહોંચી મ્યુનિસિપાલ સરાઇમાં જઇ ઉતારો કર્યો. નૈનિતાલ જનાર માણસને જેમ દોઢ આનો જગાત કુલીની અને રૂ. ૨ મોટર લોરીમાં બેસવાથી આપવા પડે છે તેમ આલમોરા જનારને પણ આપવા પડે છે. રામગઢથી આલમોરા સુધીના ૨૦ માઈલના રસ્તામાં પ્રથમ ઉતરાઇ અને પછી માત્ર ત્રણ માઇલની ચડાઇ આવી હતી. રસ્તો ઘણી જગ્યાએ તૂટેલો હતો ને માર્ગમાં કયાંક કયાંક દુકાન આવતી પણ તેમાં રહેવા ઉતરવા માટે સગવડ નહોતી. આખે રસ્તે ખચ્ચરોની જબરજસ્ત ભીડ હતી. પહાડી વેપારીઓ પોતાનો ગુજારો ચલાવવા માટે હલદ્વાનીથી

સાકર ગોળ તમાકુ વગેરે ખરીદી પોતાના ખચ્ચરો પર લાદી આલમોરા અથવા આસ્કોટ કપકોટ જઇ ત્યાંના દુકાનદારોને વેચી પાંચ રૂપિયા કમાય છે. અંગ્રેજ સરકારને હિંદુસ્થાન હમેશને માટે જીરવવાની બહુ કાળજી છે ને તેથી તે હિંદના ઠિલ્લાઓ તથા જંગલો સાફ-મેદાન બનાવવાનું કામ ઝપાટાબંધ કરે છે. હિમાયલમાં હજારો પ્રકારની વનસ્પતિ અને ગહન જંગલો છે, અને એ વનો તથા જંગલોના પ્રતાપે હવા પાણી અત્યંત શુદ્ધ રહે છે. શુદ્ધ હવા પાણીના સેવનથી મનુષ્યો તપ કે યોગ સાધી શકે છે ને ક્ષયરોગ જેવા અસાધ્ય દર્દ થયા હોય તો તે પણ નિવારી શકે છે. પૂર્વે જયારે લોકોમાં ધાર્મિક વૃત્તિ પ્રબળ હતી ત્યારે ઘણા હિમાલયમાં રહી તપશ્ચર્યા કે યોગ સાધતા ને અત્યારે તે ઓછી થઇ ગઇ છે છતાં હજારો દર્દી-બિમાર આરોગ્ય મેળવે છે; તદપિ સરકાર સેંકડો મજુરોને કામે લગાડી જંગલો કપાવી રહી છે. કાઠગોદામથી આલમોરા જતાં પ્રાયઃ તમામ રસ્તે વનો અને જંગલો સરકારના નિર્દય રીતે ભોગ થએલા અમે દીઠા. પ્રભુ જાણે તે કયા મોટા ભયને વશ થઇ આ કાર્ય પહાડી લોકોને નાનકડા ખેતર બનાવી આપવાના પરોપકારના બહાના હેઠળ કરી રહેલ હશે ? તે કહી શકાતું નથી.

આલમોરા શહેર હિલાલયના ઉન્નત શિખરે સુંદર હવા પાણી અને વનસ્પતિ વૃક્ષ વચ્ચે વસેલું છે. શહેર મોટું છે. વસ્તી દશ હજારથી વધારે માણસોની છે. બજાર ભવ્ય અને જોવા લાયક કાળમીંઢ પથ્થરની બંધાયલી છે. કાપડ, કરીઆણું મીઠાઇ સોનું, ચાંદી, કસ્તુરી, અનાજાદિ છૂટક તથા જથ્થાબંધ વેચનારા અસંખ્ય વેપારીઓ અહીંઆ દુકાનો રાખી રહ્યા છે.

જીલ્લાનું મુખ્ય શહેર હોવાથી ગુરખાઓની પલટન તથા કમીશનર, કલેકટર જેવા અધિકારીઓ પણ અહીં રહે છે. તાર, ટપાલના સાધન ઉપરાંત હોસ્પીટાલ, સ્કુલ, હાઇસ્કુલો, ટ્રેઈનીંગ સ્કુલ અને કોલેજ સુદ્ધાં છે. પંડિત ધર્માનંદજી ( માજી ડેપ્યુટી કલેકટર ) જેવા ધર્મનિષ્ઠ વિદ્વાન્ અને દયાળુ પુરૂષ તથા લાલા કુંદનલાલ મથુરા શાહ અને પંડિત ટીકારામજી તથા પંડિત વેણીરામ પાંડે જેવા સજ્જન વેપારીઓ પણ પરિચિત કે અપરિચિતને ઘણા ઉપયોગી સહાય-સહાયકારક થઇ પડે છે. શિયાળામાં ઠંડી પુષ્કળ રહે છે ને વખતે બરફ પણ પડે છે પણ ઉનાળામાં જ્યારે હવા સમશીતોષ્ણ હોય છે ત્યારે ક્ષયના દર્દીઓ અને નિવૃત્તિ ઇચ્છનાર ઘણા માણસો મકાન ભાડે રાખી અહીં રહે છે. મકાનનું ભાડું સાધારણ રીતે ત્રણ ચાર માસના રૂ. ૫૦ થી ૨૦૦ લગે છે. પાણીની ટાંકીઓ જગ્યા જગ્યા પર છે તો પણ તંગી જણાય છે.

---

## માનસરોવરના વિવિધ રસ્તા.

અહીં એક વાત જણાવવી આવશ્યક લાગે છે કે માનસરોવર જવાનો માર્ગ માત્ર આલમોરાથી એકજ નથી પણ અનેક છે, ને તે સઘળા અમે આ નીચે દર્શાવીએ છીએ:—

૧ આલમોરાથી મિલમ ( જુવાર ) ને રસ્તે માનસરોવર જવાય છે.

૨ આલમોરાથી ગરબ્યાંગ ( વ્યાસ ) ને રસ્તે માનસરોવર જવાય છે.

૩ જ્યોતિર્મઠથી જવાય છે.
૪ બદ્રીનાથથી જવાય છે.
૫ ગંગોત્રીના માર્ગે ટેહરી રસ્તે નેલંગ થઇને જવાય છે.
૬ નેપાલથી જવાય છે.
૭ કાશ્મીરથી જવાય છે.
૮ અને ડાર્જીલીંગથી જવાય છે.

પરંતુ એ આઠેય માર્ગમાં ટુંકો સરળ અને રાત દિવસનો ખેડાયલો માર્ગ પડેલો અને બીજો એટલે મિલમ અને ગરબ્યાંગનોજ છે. મિલમથી જ્ઞાનીમ મંડીને રસ્તે કૈલાસની પરિક્રમા અને માનસરોવરનું સ્નાન કરી તકલાકોટ થઇને ગરબ્યાંગ રસ્તે પાછા ફરાય એ યાત્રા યથાવિધિ હોઇ સમજુ માણસો આલમોરાથી મિલમના રસ્તે જઇ યાત્રા પરિપૂર્ણ કરી ગરબ્યાંગના રસ્તે પાછા ફરી ઘેર આવે છે. બીજા રસ્તાઓની માફક ગરબ્યાંગનો રસ્તો કઠિન છે પણ તમામ ધુરા–હિમાલયની આખરના પર્વતો કરતા આ ધુરો થોડા બરફવાળો હોઇ પાર કરવામાં ઝાઝી મુશીબત નથી, જ્યારે મિલમથી જવાનો ધુરો પારાવાર વિકટ છે. મિલમને રસ્તે ભોટીઆ વેપારી બીજાઓથી વધારે કેળવાયેલા, ઉદાર અને માયાળુ હોવાથી તેઓ યાત્રીઓને સહાય આપી પ્રેમપૂર્વક પોતાની સાથે લઇ જઇ તંબુ વગેરેની સગવડ આપે છે એથી યાત્રી વર્ગ મિલમના રસ્તે માનસરોવર જવાનું પસંદ કરી આલમોરા જાય છે. અમે ઉક્ત વાત લક્ષમાં રાખી આલમોરા આવ્યા પરંતુ પૂછપરછ કરતા જણાયું કે માનસરોવર જવા માટે હજુ બે માસનો વિલંબ છે. એપ્રીલમાં તો ત્યાં જવાના રસ્તાપર પુષ્કળ બરફ પડેલો હોય છે તેથી કોઈ

સંચરી શકતું નથી, જુન મહિનામાં જઈ શકાય છે. જો તમારી ઇચ્છા હોય તો દોઢ બે માસ આલમોરામાં હવા ખાઓ અને તેમ ન રૂચે તો ઘેર જઇ આવો, એવી સલાહ મળી.

દોઢ માસ વહેલું અવાયું તેથી કાંતો આલમોરામાં તેટલો સમય વીતાડવો અથવા તો પાછા ઘેર જઈ આવવું એ બે માર્ગમાંથી એકેય માર્ગ ઉચિત લાગ્યો નહિ. સુતા સુતા મોડી રાત સુધી વિચાર કર્યો ને છેવટ એવા નિર્ણયપર આવ્યા કે સિમલા જોઇને શ્રી બદ્રીનારાયણ જવું. ચાર વર્ષ પૂર્વે અમે શ્રી બદ્રીનારાયણની યાત્રા કરી હતી છતાં પણ એ પરમ પવિત્ર ધામ એટલું અલૌકિક છે કે એકસો વખત તેના દર્શન કરીએ તો પણ તૃપ્તિ થાય તેમ નથી.

## કાશીપુરનો આદર્શ બગીચો.

વધારે પડતો સામાન લાલા કુંદનલાલ મથુરા શાહ કે જે ભલા ગૃહસ્થ પર અમે ભલામણ પત્ર લાવ્યા હતા તેની દુકાનમાં રાખી દીધો ને માત્ર આવશ્યક એવો જુજબાજ સામાન સાથે લઇ મોટરલોરીમાં બેસી આલમોરાથી કાઠગોદામ થઇ હલદ્વાની ગયા. જતી વખતે મોટરવાળાઓને પેસેન્જર કે માલ પ્રમાણમાં બહુ ઓછા મળે છે તેથી તેઓ પરસ્પરની હરીફાઇમાં સસ્તે દરે લઇ જાય છે. અમારે ફક્ત ચાર ચાર રૂપિયા આપવા પડયા હતા. મોટર ચલાવનાર ડ્રાઇવર જો હુશિયાર હોય અને દારૂ પીવાની તેને ટેવ ન હોય તો તે ઉંચા નીચા વાંકા ત્રાસા પર્વતો પર સંભાળથી મોટર લોરી ચલાવી સહી-

સલામત પહોંચાડે છે પણ પીધેલો કે નવો શીખાઉ હોય તો ગભડાવી સ્વધામ મોકલવામાં જરા પણ વિલંબ લગાડતો નથી અને આજસુધીમાં એવા સેંકડો બનાવ પણ બની ગયા છે. મુસલમાન ડ્રાઇવરો મોટે ભાગે પીવાના શોખીન હોય છે તેથી મુસાફરે તેઓની ગાડીમાં ન બેસતા હિંદુ માલિકીની મોટર કે જેનો હિંદુ ડ્રાઇવર હોય તેમાંજ બેસવું.

મોટર ડ્રાઈવરે અમને ખીણમાં તો ગભડાવી ન પાડયા પણ ટ્રેઇનના ટાઇમે ન પહોંચાડતા બહુ વિલંબે પહોંચાડયા તેથી અમને હલદ્રાનીમાં રાત્રિ ગાળવી પડી. બીજે દિવસે બપોરના બે વાગે ટ્રેઇન મળી. લાલકુવા તથા કાશીપુર ટ્રેઇન બદલી મોરાદાબાદના રસ્તે સિમલા જવાનું હતું. લાલકુવા ટ્રેઇન મોડી આવી તેથી કાશીપુર રાત રોકાવું પડયું. કાશીપુર જંકશનની સામે ઉત્તમ સોઇવાળી ધર્મશાળા છે ત્યાં ઉતરતા પહેલા એક જાણવા-વિચારવા લાયક ઘટના બની તેનો અમે અત્રે ઉલ્લેખ કરવો ઉપયોગી સમજીએ છીએ.

અમે કાશીપુર સ્ટેશને ઉતર્યા કે તુરતજ પ્લેટફોર્મ પર અમને એક પરોપકારી ગૃહસ્થની ભેટ થઈ. આ ગૃહસ્થ હિંદુ ખત્રી જાતિના છે. સ્થિતિએ ધનાઢ્ય છે. સ્ટેશનની સામે તેમનો નવપલ્લવીત બગીચો તથા બગીચાની વચ્ચે સાધનયુક્ત બંગલો છે. એ સદ્‌ગૃહસ્થનું નામ બાબુ શિવલાલ ગંગાપ્રસાદ છે. એમણે અમને સારા માણસ સમજી વિના ઓળખાણે ખબર અંતર પૂછી અને પોતાના બગીચામાં ઉતારો કરવા માટે અત્યંત આગ્રહ કર્યો. અમે તેમનો આભાર માની ધર્મશાળામાંજ ઉતારો કર્યો; કારણ કે અજાણ્યા મનુષ્યનો મુસાફરીમાં એકાએક વિશ્વાસ કર-

વાથી કદાચિત્ ખત્તા ખાવી પડે તો? એવા ભયથી અમે બગી-ચામાં ન ગયા; પરંતુ જયારે સવારે તેના બગીચામાં ગયા ત્યારે અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બગીચો પોપૈયા, આંબા, કેળ, લીંબુ, ગુલાબ, મોગરાના વૃક્ષોથી અત્યંત દીપી રહ્યો હતો. પા-ણીને માટે કૂવો તથા નળ બન્ને સાધનો હતા. મધ્યમાં નાજુક અને સફાઇદાર બંગલો કે જેમાં પલંગ ગાદલા ખુરશી ટેબલ વગેરે ઉપયોગી વસ્તુઓ હતી. બંગલાના માલિકે અતિ પ્રેમ દર્શાવી ફળ ફૂલથી અમારો સત્કાર કરી એકાદ દિવસ બગીચા-માં રહી લાભ આપવા પુન: આગ્રહ કર્યો. વિશેષ પૂછપરછ કરતા અમને જણાયું કે જે કોઇ અતિથિ–મેમાન–ભલા માણસ કાશીપુરમાં આવે છે તે સઘળાને બગીચાના માલિક પ્રેમપૂર્વક બગીચામાં રાખી અન્ન ફળથી સત્કાર કરે છે. આ વખતે પણ એક સંન્યાસી બિરાજતા હતા.

ખરેખર પ્રભુની અદ્ભુત લીલા છે. એક તરફ જયારે કાશીપુરના પરોપકારી ગૃહસ્થ જેવા સજ્જન અતિ રમણીય અને સુંદર સ્વાદિષ્ટ ફલ ફૂલવાળો બગીચો રાખી અતિથિ, ગામના લોકો તથા સાધુ સંતોનો સત્કાર કરે છે ત્યારે બીજી તરફથી મુંબઇ કે કાઠિયાવાડ ગુજરાતના ગૃહસ્થો બગીચા ફગીચા બના-વવામાં કશું સમજતા નથી ને કદાચ કોઈ બગીચો રાખે છે તો તે માત્ર પોતાના જ સુખના અર્થે કૃત્રિમ ફૂલોનો. તેમાં અતિથિ એટલે બહારગામના ગૃહસ્થોને કે ગામના લોકોને કદી લાભ મળવાનો સંભવ જ નહિ. આપણા મુંબઇ તથા ગુજરાત કાઠિયા-વાડના શ્રીમંતોના હૃદયમાં કાશીપુરના જેવો આદર્શ બગીચો રાખ-વાનો પરોપકારી ભાવ પ્રભુ સ્ફુરાવે એમ ઇચ્છી એવો બગીચો

શીખનાર સજ્જનોને અમે એક નમ્ર સૂચના કરીશું કે તેવા સ્થાન-માં માત્ર ધર્મનિષ્ઠ સત્પુરૂષોને જ આશ્રય આપવો જોઇએ. બીજા મતના–બાવા સત્યદેવ તથા આર્ય સમાજના કુતર્કી રજળતા ભટકતા ઠગ સાધુઓને ઉતારો આપી અનર્થ થવા દેવો એ પુણ્યને બદલે પાપ વહોરવા જેવું છે. સત્યદેવ અને આર્યસમાજ ના સાધુઓ એજ સ્થાનમાં પડયા પાથર્યા રહી હિંદુ ધર્મની નિંદા ટીકા કરે એ ઘોર પાતક છે; માટે દાન એટલે સત્કાર કરતા પહેલા પણ દેશ કાળને પાત્રનો સંપૂર્ણ વિચાર કરી સુપાત્રે જ સત્કાર કરવો.

## સિમલાનું સૌંદર્ય.

મોરાદાબાદ જનારી ટ્રેઇનનો સમય થયો એટલે સ્ટેશન પર આવી અંબાલાની ટિકિટ લઇ ટ્રેઇનમાં બેઠા. મોરાદાબાદ અને સહરાનપુર ગાડી બદલી બીજે દિવસે સવારે અંબાલા પ-હોંચી સ્ટેશન સામેની ધર્મશાળામાં સામાન મૂકી શૌચ સ્નાનથી પરવારી અંબાલા શહેર જોવા ગયા પણ ત્યાં ઠેકઠેકાણે વકીલના પાટીઆ સિવાય બીજું જોવા જેવું કશું જણાયું નહિ. માત્ર સર-કારી લશ્કરની છાવણીને લીધે તે સ્થળ વિશેષ પ્રસિદ્ધિને પામેલું લાગ્યું. અંબાલાથી સાંજે કાલકા ગયા ને કાલકા માતાના મંદિર પાસેની ધર્મશાળામાં ઉતારો કરી પંજોર જોવા ગયા.

પંજોર સ્થાન કાલકાથી ત્રણ માઇલ દૂર છે. પંજોર વિરાટ રાજાની રાજધાનીનું પ્રાચીન સ્થળ ગણાય છે. પાંડવોએ પોતાના વનવાસનું તેરમું વર્ષ પંજોરમાં ગાળ્યાનું ત્યાંના લોકોએ

જણાવ્યું અને ભીમ યુધિષ્ઠિર અર્જુનાદિની મૂર્તિ તથા ધારા-તીર્થ-કુંડના દર્શન પણ કરાવ્યા.

કાશ્મીરના શ્રીનગરમાં જેવો ચશ્મેશાહી બાગ છે તેવો પં-જોરમાં પતિઆલાના મહારાજાનો બગીચો છે. બગીચો અતિશય ઉત્તમ છે. મધ્યમાં ફુવારો, ફુવારાની વચ્ચે રાજમહેલ અને હોજ, ફુવારાની ફરતા ઝરણા અને આંબા લીંબુ આશોપાલવ જામફળ વગેરેના વૃક્ષો ફળોથી નમેલા હતા. દશ્ય એટલું બધું આકર્ષક અને એકાન્તિક છે કે કુદરતના શોખીનને અમુક સમય બગીચા માં રહેવાનું સહજ મન થઇ આવે છે. અહીં દર વર્ષે વૈશાખ-ની શરૂઆતમાં મોટો મેળો પણ ભરાય છે.

પંજોરનો પ્રાચીન બગીચો સારી પેઠે જોઇ મોડી રાત્રે ચંદ્ર માના પ્રકાશમાં ચાલી કાલકા પાછા આવી ઉતારે પુરી દહીં જમી સુઇ રહ્યા. સવારે સિમલા જવા માટે સ્ટેશનપર ગયા. કાલકા સ્ટેશન બહુ મોટું, સફાઇદાર અને ગોરાઓની આવજાથી અપટુડેટ છે. વાઇસરોય તથા નાના મોટા ગોરા અધિકારીઓ સિમલા જતા આવતા અહીં રોકાતા હોવાથી સ્ટેશનનો ઘણોખરો સ્ટાફ અંગ્રેજોનો દેખાયો. ટ્રેઇનો પણ અહીં વખતસર આવતી ને જતી જોવામાં આવી. ભાડાના રૂ. ૩ાાા૭ આપી સિમલાની ટિકિટ કઢાવી નાનકડી ગાડીમાં બેઠા. યથા સમયે ગાડી ઉપડી. છ ડબાની નાનકડી ટ્રેઈન નાના પાટા પર હળવે હળવે ચડાઇ ચડવા અને ઉતરવા લાગી. પહાડોમાં વાંકી ચૂંકી ગતિ કરતી ટ્રેઇન ડ્રાઈવરની ગફલતીથી કે રસ્તો તૂટતા કદાચ નીચે ખીણમાં ફેંકી દેશે ! એવી પણ બીક લાગે છે. મુંબઇથી નાશિક જતાં જેમ ટ્રેઇનને જવા માટે પર્વતો ખોદી અનેક ભોંયરા કરવા પડયા છે

તેમ સિમલાના રસ્તે પણ અસંખ્ય ભોંયરા ટ્રેઇનવાળાને ખોદવા પડયા છે. ભોંયરાની કુલ સંખ્યા ૧૦૩ ની છે. નાના નાના સત્તર સ્ટેશનો વટાવી ટ્રેઇન છ કલાકે સિમલા પહોંચે છે. કાલકાથી અથવા કાલકાથી પાંચમા સ્ટેશન ધરમપોરથી કસૌલી કે જ્યાં હડકાયા કૂતરાનો ડંશ ઉતારનારી હોસ્પીટાલ છે તે માત્ર નવ માઇલ દૂર છે, અને સામાન ઉપાડનાર મજુર બોઝો ઉપાડવાના ફક્ત નવ આના મજુરી લે છે.

કસૌલી પહાડપર છે. ત્યાંની હોસ્પીટાલમાં હુશિયાર ડોક્ટર છે એ વાત ખરી પણ તે પુના પાસેની મીરજ હોસ્પીટાલની જેમ હિંદુઓને રોગ મુક્ત કરવાને બહાને ભ્રષ્ટ કરવાના પાદરીઓના પ્રપંચ સ્થાન છે. દર્દીઓની સારવાર કરનારી તથા ખાવા પીવાની ચીજો લાવી પથારી પાથરનારી સ્રીઓ અને માણસો પ્રાયઃ ઢેઢ ભંગી મુસલમાન કે વટલેલાજ હોય છે. શિરા માટે શ્રાવક થનારે ધર્મ બચાવવો હોય તો ખોટા મોહને આધીન ન થવું.

સિમલાનું અદ્દભુત સૌંદર્ય નવદશ માઇલ દૂરથી ટ્રેઇનમાં બેઠા બેઠા દેખાય છે. જેમ જેમ નજીક આવીએ છીએ તેમ તેમ વાઇસરોયનો બંગલો તથા નાના મોટા પહાડ પરના ભવ્ય મકાનો વધારે વધારે ચિત્ત આકર્ષે છે. સમરહીલ પાસેથી સિમલા સાફ દેખાવા માંડે છે. ગોરાઓ તથા તેના ખાનસામા વગેરે ઘણા ખરા સમરહીલ સ્ટેશન ઉતરી જાય છે. સિમલા સ્ટેશને ઉતરતા રિક્ષા નામનું ( ઘોડાગાડી જેવું એક માણસને બેસવાનું ) વાહન ખેંચી લઇ જનારા અસંખ્ય માણસો લઇ ઉભા હોય છે તેમ મજુરો પણ પુષ્કળ દૃષ્ટિએ પડે છે. ઉતરવાને માટે ધર્મશાળાનું નામ ઠામ પૂછી મજુર પાસે બે આના ઠરાવી સામાન ઉપડાવી

સનાતન ધર્મ સભાની ધર્મશાળામાં ગયા. સભાના મંત્રીની રજા મેળવી ધર્મશાળાના ઉપરના ભાગમાં ઉતારો કર્યો. ધર્મશાળા ઘણી ઉત્તમ સગવડવાળી છે. તેમાં નીચે શ્રી રાધાકૃષ્ણનું મંદિર છે ને ઉપરના માળે મોટા વિશાળ ચાર ઓરડાઓ છે. હિંદુ મુસાફરોને વિના ભાડે અડવાડિયા સુધી ઉતરવાનું મળે છે. પ્રત્યેક ઓરડામાં પલંગ ખુરશી ટેબલ બત્તી છે ને તેજ મળે પાણીનો નળ પણ છે પાયખાનું મકાનની સામે તદ્દન નજીક છે. સિમલામાં ઘરે ઘરે પાયખાના રાખવાની છૂટ નથી, પણ અમુક અમુક ઠેકાણે મ્યુનિસિપાલિટીએ પાયખાના તથા નળની સગવડ રાખેલી છે.

શહેનશાહના પ્રતિનિધી વાઇસરોય અને તેના સ્ટાફનું જ્યાં થાણું-નિવાસ હોય ત્યાં શોભા કે સગવડમાં શી કચાશ હોય ! અર્થાત્ તે ઇંદ્રપુરીની સ્પર્ધા કરે તેવું અનુપમ હોય એમાં આશ્ચર્ય નથી. લીલા હરીઆળા ભવ્ય વૃક્ષોના જુથ અને પર્વતોના ઉન્નત શિખરો ઉપર અને વચ્ચે સમુદ્રની સપાટીથી ૭૮૦૮ ફીટ ઉંચાઇએ સિમલા શહેર સરકારે વસાવેલું છે. કહેવાય છે કે વેપારને બહાને જયારે ઇષ્ટ ઇન્ડિઆ કુંપનીએ હિંદમાં પ્રવેશ કરી કાવાદાવા અને પ્રપંચથી હિંદુએને માંહોમાંહ અથડાવી સત્તા હાથ ધરી ત્યારે તેનો એક સાહેબ આજથી સો વર્ષ પહેલા વસવા યોગ્ય ઉત્તમ સ્થળ શોધતો શોધતો સિમલા પહોંચ્યો. સિમલાના પહાડો તેની આસપાસના વૃક્ષો વનસ્પતિ અને આબોહવા તેને બહુ પસંદ પડયા ને તેણે તે સ્થળ વસાવ્યું. સિમલા દેવીનું ત્યાં સ્થાન હતું તેથી તે શહેરનું નામ તેણે સિમલા રાખ્યું, તે સિમલા હળવે હળવે વધતા હવે ઘણું વધી પડેલું

છે. વાઈસરૉયને લીધે મોટા મોટા ગોરા અધિકારીઓ તથા લશ્કર ત્યાં રહેવા લાગ્યું છે, બેંકો તથા અંગ્રેજ કુંપનીઓએ પોતાની ઑફિસો ખોલી લાભ ઉઠાવવા માંડયો છે અને રાજા મહારાજાઓએ તથા શેઠ શાહુકારોએ પોતાના બંગલા મકાનો વસાવ્યા છે એટલે આપણા હિંદુઓએ પણ પુષ્કળ દુકાનો જમાવી દીધી છે. હિંદુઓની પાછળ મુસલમાન તો હોય જ-કપાળે લખ્યા કે પાછળ પડયા તેઓ કયાં એમને એમ છૂટે તેમ છે ? અત્યારે નહિ નહિ તોય સિમલામાં એક લાખની વસ્તી હશે.

સિમલા અંદરથી અને બહારથી એમ ઉભય રીતે રમણીય તથા દર્શનીય છે. શિયાળામાં નવેમ્બરથી માર્ચ સુધી ત્યાં અનહદ ઠંડી રહે છે ને વખતે વખતે બરફ પણ પડે છે તેથી તમામ બડેખા નીચે ઉતરી જાય છે પણ એપ્રીલથી ઑકટોબર સુધી તે એક સ્વર્ગપુરી સમાન સુશોભિત બને છે. દેશી તથા ગોરાઓની દુકાનોમાં એકથી લાખ રૂપિયા સુધીનો સામાન છૂટક કે જથ્થાબંધ મળી શકે છે. ચીજ વસ્તુ ઉત્તમ ગોઠવેલી તથા સાધારણ અને એક ભાવે મળે છે. રસ્તા તથા બજાર એક એકની ઉપર પહાડપર વસેલા હોઇ બહુ સુંદર દેખાય છે. સર્વત્ર પગથીઆ-સીડી લાગેલા છે, શહેરમાં કયાંય પણ કચરો જોવામાં આવતો નથી. જગ્યા જગ્યા પર તાર-પોસ્ટ ઑફિસ તથા ઇલેકટ્રીકના દીવા મૂકેલા છે. સિમલા બાર માઈલના વિસ્તારમાં વસેલું ગણાય છે. મુખ્ય સિમલામાં કાઉન્સિલ હાઉસ, ગ્રાંટ હોટલ, લાઇબ્રેરી, હાઈસ્કૂલ, જનરલ પોસ્ટ અને તાર ઑફિસ, સરકારી દફતરખાનું, કાલિ માતાનું મંદિર, ખ્રિસ્તીઓનું દેવળ વગેરે ધ્યાન ખેંચે છે. બાલુગંજમાં વાઇસરૉયનો

બંગલો, છોટા સિમલા, લક્કડ બજાર તથા જાકુપરનું શ્રીહનુમાનજીનું મંદિર દર્શનીય છે. કહેવાય છે કે શ્રી લક્ષ્મણજીને ઇંદ્રજીતના બાણથી મૂર્છા આવી હતી ત્યારે હનુમાનજી હિમાલયમાં સંજીવની નામની દિવ્ય ઔષધિ લેવા ગયા હતા, તે પહાડ સાથે લઇ પાછા ફરતા અહીં જાકુપર વિશ્રામ લીધો હતો, તેના સ્મરણ રૂપેજ એ મંદિર છે. અત્યારે પણ જાકુપર શ્રીહનુમાનજીના મંદિરની આસપાસ લાખો વાનરો છે. મંદિરમાં દર્શને જનારને વાનરો ઘેરી વળી ચણા-દાળીઆ માગે છે. મંદિરમાં શ્રી હનુમાનજી ઉપરાંત, શ્રી રામ લક્ષ્મણ જાનકી તથા ગરુડજીની મૂર્તિઓ બિરાજે છે. સિમલા શહેરની નીચે પોલો-ગેડીદડો રમવાનું મેદાન છે તે કુંપ્ની બાગાન કહેવાય છે ત્યાં અંગ્રેજ સ્ત્રીઓ અને પુરૂષો ઘોડા પર ચડી ગેડીદડો ખેલે છે. ઘોડાપર બેસી પોલો-હોકી ખેલવાથી ઘોડાને બહુ વેગથી દોડાવતા ને પરસ્પર અફળાવતા તેને પારાવાર કષ્ટ પડે છે એટલુંજ નહિ પણ કેટલીકવાર તે બિચારા મૂંગા પ્રાણીના પ્રાણ કંઠે આવે છે ને છૂટી પણ જાય છે પરંતુ ક્રૂર કસાઇઓને ગાય બકરાની કતલ કરતા થોડી દયા આવે છે? કદી નહિ, તો પછી આ ખેલાડીઓને શેની આવે? જયારે ગોરી સ્ત્રીઓ પુરૂષનો પોશાક પહેરી ખેલે છે ત્યારે તેના સ્ત્રીત્વની ખરી ઉન્નતિ થયેલી દીસે છે. આપણા વાનર નકલીઆ સુધારકો તથા સરોજીની જેવી વ્યક્તિઓ બીજી સ્વચ્છંદ હિમાયતો સાથે આ હિમાયત કરે તો કરવા યોગ્ય છે કારણ કે તેથી હિંદુઓની નબળી પોપલી સ્ત્રીઓ મરદ જેવી બળવાન્ બનતા પુરૂષો તુરત સમાન હક્ક આપી દેશે-અને કદાચ જુના વિચારના આનાકાની કરશે તો સ્ત્રીઓ પોતાની મેળે ઝુંટવી શકશે.

હિંદના ભોળા ભલા લોકોને ભમાવનાર મૂઢ સ્વાર્થીઓને સિમલા જઇ શાંત ચિત્તે જુવે તો સમજ પડે કે અંગ્રેજોએ પોતાની ચાલાકી અને બુદ્ધિમત્તાથી હિંદમાં કેવા અને કેટલા ઉંડા મૂળ ઘાલ્યાં છે? અહિંસા ખાદી રેંટીઓ અને ઢેઢની ચળવળથી સરકારને ઉખેડવાના સ્વપ્ના ખાનારા મૂર્ખાઓની શુદ્ધબુદ્ધ જ્યારે તેઓ સિમલા જઇ નોકરશાહીની જાહોજલાલી, લશ્કર અને યુદ્ધના સાધનો જુવે અનુભવે ત્યારેજ ઠેકાણે આવી શકે. શાણા રાજનીતિજ્ઞ પુરૂષોએ એટલા માટેજ મનસ્વી તરંગોને સ્થાન ન આપતા પોતાની અને સામાની શક્તિનો તોલ બાંધી સામ દામ દંડ ભેદથી કામ લેવાનું સૂચવ્યું છે એ કેવળ સત્ય છે. અલબત્ત જગતમાં કોઇ કાર્ય અશકય કે અસંભવીત નથી એ ખરૂં છે પણ તેની વિધિ જાણી યથાવિધિ કરવું જોઇએ તોજ તે સફળ થાય છે.

ઉત્તમ આબોહવા, અલૌકિક સૌંદર્ય અને વિદેશી સત્તાધિકારીઓનો રાજસી ઠાઠમાઠ ખુબ નિહાળ્યા બાદ હરિદ્વાર થઇને ઋષિકેશ રસ્તે બદ્રીનાથ જવા સંકલ્પ કર્યો. સિમલામાં બધુંય ઠીક છે પણ મકાનોના ભાડા બહુ આકરા છે. દર માસે રૂ. ૫૦ થી ૨૦૦ સુધી છે, જે સાધારણ અને ગરીબ વર્ગના માણસોને અસહ્ય થઇ પડે છે.

## ગંગા યમુનાની નહેર.

ભારતવર્ષના ભવિષ્ય નિર્માતા સિમલાથી પાછા ફરી હરિદ્વાર આવ્યા. હરિદ્વાર પહોંચતા રસ્તામાં એક યમુનાજીની નહેર અને બીજી ગંગાજીની એમ બે નહેરોમાં એ પતિત પાવની નદી

શોનું લગભગ ત્રણ ભાગ જળ વહી જતું અમે જોયું. પાપી-અધમ જીવોના ઉદ્ધાર માટે ભગીરથ જેવા મહાનુભાવ રાજાએ હજારો વર્ષ પર્યન્ત તપશ્ચર્યા કરી જે ભગવતી ભાગીરથીને પ્રસન્ન કરી પૃથ્વીપર આણ્યા છે તેનું મહાત્મ્ય ન સમજતા ગંગાજીને એક સામાન્ય નદી સમજી તેના જળને ખેતરોમાં અથવા સમુદ્રમાં વહેવડાવવું અથવા ઇરાદાપૂર્વક હિંદુઓની અને હિંદુ ધર્મની અવગણના કરી હિંદુઓને તેવા દૈવી લાભથી વંચિત રાખવા એ નોકરશાહીની એક પ્રકારની અધમતા છે. હિંદુઓ ગંગા યમુનાને પરમ પવિત્ર, અધમ ઉદ્ધારક સમજી પોતાના પ્રાણથી તેનું વિશેષ મહત્ત્વ માને છે ને કરોડો હિંદુઓ હજારો કષ્ટ વેઠી દૂર દૂરથી તેના જળનું સ્નાન પાન આરાધના કરે છે, તેને નહેરના રૂપમાં નિરર્થક વહેવડાવી સમુદ્ર સમાન એ મૂળ નદીઓ–ગંગા યમુનામાં કેટલેક સ્થળે નાનકડું વહેન પણ ન રહેવા દેવું એ કાંઇ હિંદુઓનો જેવો તેવો તિરસ્કાર ન ગણાય. એ સંબંધમાં આજ વર્ષો થયા હિંદુઓ પોકાર ઉઠાવે છે પણ નોકરશાહીના બહેરા કાન શ્રવણ કરી શકતા નથી. ૧૮૫૭ નો બળવો શમાવવા માટે રાણી વિકટોરીઆએ સ્પષ્ટ વચન આપેલ છે કે અમે તમારા (હિંદુઓના) ધર્મમાં જરાપણ હસ્તક્ષેપ નહિ કરીએ. એ કરારના વિશ્વાસે જ હિંદુઓએ હથિયાર નમાવી અંગ્રેજો સાથે મિત્રભાવે રહેવા માંડયું; પરંતુ જેનું પતન થવાનું હોય તેને વિનાશ કાળે જેમ વિપરીત બુદ્ધિ સૂઝે તેમ હમણા હમણા નોકરશાહીને પણ તેવું જ (હિંદુઓના ધર્મ વિરૂદ્ધ વર્તન કરવાનું સૂઝે છે, જેમકે ધારાસભામાં વરાયેલા પ્રાયઃ વર્ણસંકર સભ્યોએ સતી થવાનું બંધ કરવા ઇચ્છયું તો તે સરકારે સ્વીકારી કાયદો

ઘડયો તેમ વર્ણાન્તર લગ્ન વિષે, સંમતિ વય વિષે, દેવોત્તર સંપત્તિ વિષે એમ વિવિધ રીતે હિંદુ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ કાયદા પસાર કરી હિંદુઓના હૃદય દુઃખવવાનો માર્ગ ગ્રહણ કર્યો છે; તેવીજ રીતે ગંગા યમુનાની નહેરો કાઢીને પણ સરકારે હિંદુઓના અંતઃકરણને અનહદ આઘાત પહોંચાડયો છે. ગંગા યમુનાની નહેરો સંબંધમાં ગવર્નમેંટ એવો ખુલાસો કરે છે કે અમે લોકોના સુખને માટે નહેરો ખોદાવેલ છે-દુષ્કાળ પ્રસંગે પાણી પૂરૂં પાડી લોકોને સહાય આપવા સારૂ નહેરોની ગોઠવણ કરી છે પરંતુ સરકારનો તે બચાવ તદ્દન જૂઠો છે. બ્રિટિશ સરકાર તો આજ દોઢસો વર્ષથી હિંદમાં આવેલ છે ને તેણે દશ પંદર વર્ષથી ગંગા યમુનાની નહેરો ખોદાવવાનું શરૂ કર્યું છે પણ તે પહેલાં જયારે ભારતવર્ષમાં ગંગા યમુના જેવી પવિત્ર નદીઓની નહેરો નહોતી ખોદાયલી ત્યારે શું હિંદના લોકો દુષ્કાળના કારણે ભૂખ્યા તરસ્યા મરી ગયા હતા કે? અને હમણા નહેરો ખોદાવવાથી શું સજીવન રહ્યા છે કે? અમે સાધારે ખાત્રીપૂર્વક કહીએ છીએ કે જયારે ગંગા યમુનાની નહેરો નહોતી ખોદાયલી ત્યારે ધન ધાન્ય પાણીએ લોકો અત્યંત સુખી હતા પરંતુ અત્યારેજ નહેરો ખોદાવવાથી ઉલટા વધારે દુઃખી બન્યા છે. વળી ખેતીવાડીને નહેરોનું પાણી પૂરૂં પાડવામાં આવે છે એ પણ એક હડહડતું જૂઠાણું જ છે કારણ કે ખેતીવાડીને જયારે માત્ર એક હિસ્સો નહેરોમાંથી પાણી મળે છે ત્યારે ત્રણ હિસ્સા તદ્દન નિરર્થક વહી સમુદ્રમાં મળે છે.

સ્વેચ્છાચારી નોકરશાહીની કુટિલતાથી પ્રજા બરાબર ચેતી ને સ્વધર્મનું રક્ષણ કરવા તત્પર થાય એમ ઇચ્છી અમે દુઃખા-

ચલે હૃદયે હરિદ્વારમાં બે દિવસ રહી ગંગા સ્નાન દર્શન કર્યું. સનાતન ધર્મ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમની મુલાકાત લેઇ તે સંસ્થાનો અભ્યાસક્રમ, વિદ્યાલય, પુસ્તકાલય, મંદિર, રસોડું તથા બ્રહ્મચારીઓ વગેરેને જોયા તેમ આજ સંસ્થાના અંગે નવી શરૂ કરવામાં આવેલ આયુર્વૈદિક કોલેજનું પણ નિરીક્ષણ કરી આત્મા પ્રસન્ન થયો. અલબત્ત ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમમાં ઘણી અપૂર્ણતા છે—ધર્મ વિષયમાં શિથિલતા, શિક્ષકોની અપરિપકવતા, પ્રબંધકર્ચાશ અને ફંડની તંગી વગેરે છતાં પણ હિંદમાં રાષ્ટ્ર તથા ધર્મને નામે ધૂતતી હજારો પાખંડી સંસ્થાઓ કરતાં આ સંસ્થા ઘણે અંશે ઉપયોગી છે. કાર્યવાહકો તથા અભ્યાસક્રમની ખામી દૂર કરી ફંડ મોટા પ્રમાણમાં એકઠું થાય તો ઋષિકુળ હિંદુઓને માટે એક આદર્શ વિદ્યાલય થઈ પડે એમાં જરાય સંદેહ નથી.

---

## શ્રીમાન આત્મ સ્વરૂપજી મહારાજ.

ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમનું નિરીક્ષણ કરી પાછા ફરતા સનાતન ધર્મના સુપ્રસિદ્ધ ઉપદેશક શ્રીમાન્ આત્મસ્વરૂપજી મહારાજ વિષે એક ગૃહસ્થને પૂછતાં તેણે જણાવ્યું કે હાલમાં તેઓ અસ્વસ્થ તબિયતને લઇ અહીં (હરિદ્વારમાં) તેમના ગુરૂ મંડલ આશ્રમમાં છે તેથી તેમને મળવા ગયા. આ ધર્માત્માનો અમને બે વર્ષ પૂર્વે ભાવનગરમાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ વખતે સમાગમ થયો હતો એટલે હવે પરસ્પર નવો પરિચય કરાવવાની આવશ્યક્તા નહોતી. મુલાકાત થતાં તેઓએ અત્યંત આદરથી

ખબર અંતર પૂછી બીજે ઉતરવા બદલ ઠપકો આપી પોતાના આશ્રમમાં તુરત આવી જવા કહ્યું. તેમના ભાવ માટે ઉપકાર માની અમે રોકાવાની અશક્તિ જણાવી વળતા સાથે રહેવાનું વચન આપ્યું એટલે તેમણે મહા મુશીબતે તે વાત સ્વીકારી.

ગુજરાત કાઠિયાવાડ અને હિંદના અન્ય પ્રાંતોમાં સનાતન ધર્મનો ઉપદેશ આપી પાખંડ મતવાદીઓનું સચોટ ખંડન કરનાર શ્રીમાન્ આત્મસ્વરૂપજી મહારાજ ઉદાસી પંથ ( શીખ સંપ્રદાય )ના આચાર્ય છે. તેમણે લગોલગ ત્રીશ વર્ષ પર્યન્ત કાઠિયાવાડ ગુજરાતના ધર્મ પ્રેમી રાજા તથા પ્રજાને ઉપદેશ કરી અથાગ પ્રીતિ અને પૂજ્યભાવ મેળવ્યો છે. તેઓ ધર્મશાસ્ત્રના ઉત્તમ પ્રતિના જ્ઞાતા છે ને ઉંચ કોટિના વક્તા છે. અત્યારે તેઓ વૃદ્ધાવસ્થામાં છે છતાં પણ ધર્મ રક્ષણની એટલી ઉંડી કાળજી ધરાવે છે કે અમને તેમણે ધર્મની પરિસ્થિતિ વિષે ઘણી હકીકત પૂછી ગુરૂદ્વારાના અનર્થકારક બીલ સામે વિરોધ દર્શાવવાનો તાર ઘડી દેવા સૂચના કરી.

દેશ જાતિ તથા ધર્મ ઉદ્ધારના નામે અત્યારે હિંદમાં જેટલા ભયંકર અનર્થ થાય છે તેટલા કોઇ યુગમાં બન્યા નથી અને ભવિષ્યમાં બનશે કે કેમ ? એ વિષે સંદેહ રહે છે. દેશોદ્ધારને નામે ગાંધીએ જેમ અહિંસા રેંટીઓ ખાદી તથા અંત્યજ સ્પર્શની દુષ્ટ ચળવળ હાંકી દેશને પાયમાલ કર્યો, જાતિ રક્ષણ ને માટે જેમ હિંદુ મહા સભાએ તથા કાશીના હિંદુ વિશ્વ-વિદ્યાલયે બીડું ઝડપી હિંદુ ધર્મ શાસ્ત્રોની મર્યાદાનું ઉલ્લંઘન કરી રક્ષણને બદલે ભક્ષણ કરવા માંડયુ-માંહો માંહે વિશેષ કુસંપની આગ સળગાવી તેમ અકાલી શીખોએ પણ ધર્મ રક્ષણને

નામે ખંડ ઉઠાવી ઉદાસી શીખોના હક્કો લૂંટી લીધા છે. અકાલી શીખ શૂદ્રાદિ વર્ણમાંથી બનેલા હોઇ તેઓ હિંદુ કહેવરાવતા નથી એટલુંજ નહિ પણ તેઓ વેદશાસ્ત્ર અને વર્ણાશ્રમનો તિરસ્કાર કરી મુસલમાનોની માફક મૂર્તિઓને પણ તોડે છે; પરંતુ ઉદાસી પંથના શીખો તો ઉચ્ચ વર્ણના હિંદુઓમાંથી બનેલા હોઇ વેદ શાસ્ત્ર વર્ણાશ્રમ મૂર્તિપૂજા વગેરેને પરમ ભાવથી માની પોતાને હિંદુ કહેવરાવે છે. જેમ અકાલી શીખોના ગુરૂદ્વારા–મંદિરો મિલ્કતો તથા મહંતો છે તેમ ઉદાસી શીખોના પણ પુષ્કળ છે. ઉપર પ્રમાણે પરસ્પરના સિદ્ધાંતોમાં આકાશ પૃથ્વી જેટલું અંતર છે ને એક બીજાના હક્કો તદ્દન નિરનિરાળા છે છતાં અકાલી શીખોએ ખંડ ઉઠાવી ઉદાસી પંથના ગુરૂદ્વારા સામે પણ સત્યાગ્રહ (દુરાગ્રહ) શરૂ કર્યો ને તેને ગાંધી માલવિયા તથા મુસલમાનો તરફથી અયોગ્ય ઉત્તેજન મળતા છેવટે સરકારે પણ અકાલી શીખોની લડત સાચી માની ગુરૂદ્વારા બીલ પસાર કરી ઉદાસી પંથવાળાઓને ઘોર અન્યાય કર્યો છે.

હિંદુઓને મન આ કાંઇ પ્રથમ પ્રસંગ નથી પણ આ પૂર્વે તારકેશ્વરના મંદિરનો અધિકાર બાબુ દાસે અને કહેવાતા અસહકારીઓ તથા આર્ય સમાજીઓએ વેશ્યાઓની પલટનો ખડી કરી ઝુંટવી લીધાનું અનુભવ્યું છે અને બુદ્ધ ગયાના મંદિરનો અધિકાર મહંતના હાથમાંથી છિનવી લેવાની ધૂર્તો બાજી રચી રહ્યા છે એટલે કાંતો ૨૪ કરોડ હિંદુઓએ અંદર અંદરના મતભેદ જતા કરી પ્રાણુની આહુતિએ પણ જાતિ અને ધર્મ રક્ષવા કટિબદ્ધ થવું નહિતર મૂંગે મોંઢે સર્વસ્વ લૂંટાવા દેવું.

ધર્મજ્ઞ શ્રી આત્મસ્વરૂપ મહારાજે ઉપરોક્ત ગુરૂદ્વારા બીલ

સામે પ્રોટેસ્ટનો તાર ઘડી વાઇસરોયપર મોકલવા સૂચના કરી તે મુજબ ઘડવાનું સ્વીકારી તેઓશ્રીની આજ્ઞા લઈ બીજે દિવસે સવારે ઋષિકેશ તરફ પ્રયાણ કરવાનો અમે નિશ્ચય કર્યો. બદ્રીનાથ કેદારનાથના જાત્રીને સામાન ઉપાડવા માટે મજુર તથા બેસવા માટે કંડી ઝંપાન હરિદ્વારથી મળી શકે છે. હરિદ્વાર એ હિમાલયની તળેટીમાં ગંગા તટે આવેલું નાનકડું ગામ છે; પણ યાત્રીઓના આવાગમનથી તે એક શહેરથી વિશેષ થઇ પડયું છે. ત્યાં ઉત્તમ સોઇવાળી અનેક ધર્મશાળા છે. સપ્તપુરીમાં હરિદ્વાર પણ એક પુરી છે તેથી તેમજ શ્રીબદ્રીનાથની યાત્રા નિમિત્તે તથા હરિદ્વારમાં બાર વાર્ષિક કુંભ મેળો ભરાય છે ત્યારે લાખો યાત્રી હરિદ્વાર આવે છે ને રેલ્વે કું. ને અતિ મોટી કમણી કરાવે છે. હરિદ્વારથી ઋષિકેશ ચૌદ માઇલ દૂર છે ને ઋષિકેશ સુધી ટાંગા મોટરનું વાહન મળી શકે છે તેમ ટ્રેઇન પણ સાત માઇલ સુધી એટલે સત્યનારાયણના મંદિર સુધી જાય છે.

## ઋષિકેશમાં ઇશ્વરી કોપ.

ઋષિકેશ એ ગંગાતટે આવેલી તપોભૂમિ છે. ત્યાં ગંગાજીના કિનારે કિનારે પર્ણકૂટિ રાખી સેંકડો તપસ્વીઓ–સાધુ સંન્યાસીઓ ભગવદ્ આરાધના કરે છે. ભગવાન શ્રીરામચંદ્રજીએ ભરત લક્ષ્મણ શત્રુઘ્ન સાથે અહીં પધારી આ ભૂમિને પાવન કરેલી હોવાથી તેના મહાત્મ્યમાં અનેકગણો વધારો થયેલો છે. સ્વર્ગસ્થ બાવા કાલી કમળીવાળાએ પુરૂષાર્થ કરી, મુંબઈ કલકત્તાના શ્રીમાનોને દાન ધર્મનો મહિમા સમજાવી, લાખો રૂપિ-

માની મદદ તેઓ પાસેથી મેળવી, ધર્મશાળા અન્નક્ષેત્ર તથા દવાખાના ખોલેલા છે તેથી આ સ્થાનની ઉપયોગિતામાં ઉમેરો થયો છે; પરંતુ જ્યારે લોકોના પાપકર્મ વધી જાય છે, ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરી મંજા વર્તે છે, ધર્મ ધ્યાન ભક્તિ વર્ણાશ્રમ આચાર વિચાર ભૂલી અનાચાર કરવા મંડી જાય છે, ત્યારે ઇશ્વરની ગેબી લાકડી પડે છે, ત્યારે ઇશ્વરનો કે ઇશ્વર સ્વરૂપ ગંગા યમુનાનો દ્રોહ કરનાર શિક્ષાથી બચી શકતો નથી. મોટા અપરાધ માટે સાક્ષાત્ શ્રીહરિને અવતરવું પડે છે પણ સામાન્ય દોષોની ખબર તો તે તેની અસાધારણ સત્તાથી ગેબી શિક્ષા કરીને પણ લઈ લે છે.

ભગવતી ગંગા યમુનાની નહેરો કાઢી તેના પરિણામમાં ગયા આસો માસમાં એ બન્ને દેવીઓએ ભારે કોપ કરી જળ પ્રલય કરી મૂક્યો હતો. વરસાદ પડવાના નિમિત્તે પોતાની વાઢ વધારી તેનાપરના સેંકડો પૂલ, પર્ણકૂટીઓ તથા ગામડાઓ ધોઇને સાફ કરી દીધા. લક્ષ્મણ ઝુલાનો ઝુલતો પૂલ જે લગભગ એક લાખ રૂપિયાના ખર્ચે ધર્મપ્રેમી મારવાડી ગૃહસ્થે બંધાવ્યો હતો તે તદ્દન ધોવાઇ ગયેલો હતો તેમ ગંગાજીના તટ ઉપરની અનેક કૂટીઓ–આશ્રમો સંન્યાસીઓ સહિત નાશ પામ્યાનું સાંભળી અમારા હૃદયને અતિશય દુઃખ થયું. ઋષિકેશ અને તેની ઉપર રહેનારા પહાડી લોકોએ જણાવ્યું કે જ્યારે ગંગાજીની વાઢ અતિશય વધવા માંડી અને અમારો પ્રાણ બચાવવાનો કોઇ ઉપાય ન રહ્યો ત્યારે અમે તેનાજ ચરણમાં નમ્રભાવે પ્રાર્થના કરી નૈવેદ્ય ધર્યું કે તત્કાળ ભગવતી શાંત થયા–ધીમે ધીમે તેની વાઢ ઉતરી ગઇ. આ ઇશ્વરી કોપમાં સૂકા સાથે લીલું બળે છે

અર્થાત્ અપરાધીઓ સાથે ધર્મપરાયણ મનુષ્યોને પણ સહેવું પડે છે એજ માત્ર ખેદનું કારણ છે.

અમારો વિચાર શ્રીબદ્રીનારાયણ પ્રભુના પટ-મંદિરના દરવાજા ખુલવા અગાઉ પહોંચવાનો હતો તેથી ઋષિકેશમાં વિશેષ ન રોકાતા તેજ દિવસે દર્શન કરી ચાલી નીકળ્યા. ઋષિકેશથી ચાલી ત્રણ માઇલપર લક્ષ્મણ ઝુલા પહોંચ્યા તો ત્યાંનો ઝુલતો મજબૂત પૂલ છિન્નભિન્ન થઇ ગયો હતો. પૂલના અભાવે ગંગાજીનો વેગવાન પ્રચંડ પ્રવાહ હોડકામાં બેસી પાર કરવાનો હતો. અંગ્રેજ સરકાર તો શાંતિ અને વ્યવસ્થાને નામે કર ઉઘરાવવા હિંદમાં આવી છે, કરોડો રૂપિયાની આવક ઉઘરાવી સત્તા ભોગવે છે છતાં લોક સુખાકારીને માટે તે થોડું પણ ખર્ચ કરવા ઇચ્છતી નથી. અહીંઆ શ્રીબદ્રીનાથ જતા હજારો યાત્રીઓ માટે સરકાર તરફથી બિલકુલ પ્રબંધ કરવામાં આવ્યો નહોતો. બાવા કાલી કમળીવાળા પાંચ નાવ પોતાના તરફથી રોકી યાત્રીઓને તેમાં બેસાડી વિના ચાર્જે ગંગાજી પાર કરાવતા હતા. આ નાવ-હોડકામાં બેસવું એ પૂરેપૂરૂં જોખમભર્યું છે. હોડકું ઉગ્ર પ્રવાહને લઇ વખતે ઉંધું વળી જાય છે અથવા પ્રવાહમાં વહી જઇ પથ્થર સાથે અથડાઇ બેસનારનો નાશ કરે છે. અમે હોડકામાં બેસી પ્રભુ કૃપાથી સામે પાર પહોંચી રસ્તે પડયા પરંતુ અમારી પછી બીજે દિવસે આવનાર યાત્રીઓમાંથી ૧૭ જણા હોડકું ઉંધુ વળી જતાં ગંગાજીના સ્વરૂપમાં વિલીન થઇ ગયા હતા. પહાડોની વિકટ ચડાઇ ઉતરાઇ ચડતા ઉતરતા અને વનસ્પતિ જંગલો ખીણ ઝરણાઓનું નૈસર્ગિક દૃશ્ય અવલોકતા અવલોકતા દેવ પ્રયાગ, શ્રીનગર, રૂદ્રપ્રયાગ, કર્ણપ્રયાગ, નંદપ્રયાગ,

લાલસાંગા, પીપલકોટી, જ્યોતિર્મઠ તથા પંડુકેશ્વર થઇ દશમે દિવસે એટલે વૈશાખ વદિ ૨ ને સોમવારે શ્રીબદ્રીનાથના પરમ પવિત્ર ધામમાં પહોંચી ગયા. વૈશાખ માસનો આકરો તડકો પડતો હતો છતાં નિત્ય ૧૫-૧૭-૨૦-૨૨ માઇલ ચાલતા હતા. બબ્બે ત્રણ ત્રણ માઇલે ચટ્ટીઓ-દુકાનોની સારી સગવડ હોવાથી રસ્તામાં કોઇ કષ્ટ અનુભવવું પડયું નહિ. પહાડી લોક ભલા ભોળા માયાળુ રહે છે પણ યાત્રાને રસ્તે બેઠેલા-વસ્તા દુકાનદાર વગેરે હવે શઠ બની યાત્રીઓને જે રીતે લુંટાય તે રીતે લૂંટવાના ધોરણે વર્તવા માંડયા છે એટલેકે એક વસ્તુ બાજુના ગામડામાં બે માઇલના અંતરે ચાર આને શેર મળે છે તેજ તેઓ (દુકાનદારો) અહીં યાત્રાના રસ્તાપર આઠ આને વેચતા સંકોચાતા નથી. સામાન્ય રીતે રસ્તો ઠીક હતો પણ શ્રીબદ્રીનાથ નજીક હનુમાન ચટ્ટીથી તૂટેલો તથા બરફવાળો અનુભવવો પડયો.

## શ્રી બદ્રીનારાયણ.

સૃષ્ટિ સરજી તેનું યોગક્ષેત્ર કરવા અર્થે જગન્નિયંતા વિષ્ણુ ભગવાને બદ્રી નામના ( બોરડીના ) ઝાડ નીચે તપશ્ચર્યા કરી ને તેજ ભગવાને નર નારાયણ ઋષિરૂપે અનંત કાળસુધી તપ તપી જગતનું રક્ષણ કરી ત્યાં અખંડ વાસ કર્યો એટલે સઘળા ઋષિ-મુનિ તથા દેવગણોએ પણ શ્રી બદ્રીનાથમાં ભગવત્ ચરણારવિંદમાં રહેવું ઉચિત ધાર્યું આથી આ ધામ સર્વે ધામોમાં ઉત્તમ ગણાય છે ને પહાડ પર્વત નદી વાળા વન જંગલના અનેક દુ:ખ સહેવા છતાં પચાસ હજાર યાત્રી દર વર્ષે પરમભાવથી દર્શનાર્થે આવે છે.

સદ્‌ભાગ્યના યોગે અમે શ્રી બદ્રીનારાયણ પ્રભુના પટ-દ્વાર ખુલવા અગાઉ બે દિવસ પહોંચ્યા હતા. મંદિરના રાવળ-પૂજારી જેનું અહીં બહુ મોટું માન છે તે વૈશાખ વદિ ૩ ને મંગળવારે જ્યોતિર્મઠથી વાજતે ગાજતે આવ્યા. યાત્રીઓએ તથા પંડયાઓએ રાવળનું બહુ સારૂં સન્માન કર્યું. બીજે દિવસ અમે શૌચથી પરવારી અલકનંદાના બરફ જેવા અતિ શીતળ જળનું આચમન લેઇ તપ્તકુંડના ઉષ્ણ જળમાં સ્નાન કર્યું, નિત્યકર્મથી પરવારી મંદિરમાં ગયા. મંદિરમાં સેંકડો યાત્રીની ભીડ લાગેલી હતી. પ્રભુના દર્શન કરવાની આતુરતામાં એકના ઉપર એક યાત્રી પડતા હતા. મંદિરમાં જવા આવવાના બન્ને દરવાજાપર પટાવાળા બંદોબસ્ત જાળવતા હતા પણ અસાધારણ ભીડમાં વ્યવસ્થા રહેવી મુશ્કેલ હતી. ધક્કા મૂક્કા ખાતા અડધા કલાકે શ્રી પ્રભુના નિજ મંદિરમાં અમે દાખલ થવા પામ્યા. પરમ ભાવથી પ્રભુના દર્શન કરી ભેટ ધરાવી સર્વ સ્નેહી સંબંધીઓને યાદ કર્યા. ચાર વર્ષના અંતરે બીજી વખત નારાયણે દર્શન દીધા તે માટે કૃતજ્ઞતાપૂર્વક પ્રભુને પુનઃ પુનઃ દંડવત્ કરી ચરણારવિંદમાં સદાકાળ ચિત્ત સ્થિર રાખવા પ્રાર્થના કરી. પ્રભુના દર્શન અલૌકિક હતા. વચ્ચે શ્રી બદ્રીનારાયણ, ડાબી બાજુ નરનારાયણ દેવ, જમણી બાજુ લક્ષ્મીજી ગરૂડજી અને કુબેરજી તથા નીચે નારદજી અને ઉદ્ધવજી હતા. સ્વરૂપ એવું દેદીપ્યમાન અને ભવ્ય છે કે નાસ્તિકના ચિત્તને પણ ચલિત કરી આસ્તિક બનાવે.

દર્શન કરી મંદિરની બહાર નીકળતા મંદિરમાં છ માસ પર્યંત ઘીની અખંડ જ્યોતિ બળે છે તેના દર્શન થયા. શ્રી બદ્રીનાથ વિષે એવો નિયમ છે કે વૈશાખથી આસો માસ સુધી ત્યાં બરફ

પડતો નથી તેથી તે દરમ્યાન પૂજારી ત્યાં રહી વિધિસર પૂજા કરે છે પણ પછી કાર્તિક માસમાં બરફ પડવા માંડે છે ત્યારે ત્યાં કોઇ મનુષ્ય રહી શકતું નથી, સૌ નીચે ઉતરી જાય છે. કહેવાય છે કે એ વખતે એટલે કાર્તિકથી ચૈત્રસુધી દેવતાઓ આવી પૂજન કરે છે. ભગવાનનું દેવતાઓ આવી પૂજન કરે છે એના પ્રમાણ તરીકે ત્યાં ઘીની અખંડ જ્યોતિ બળતી હોય છે. નિજ મંદિરની બહાર લક્ષ્મીજીનું મંદિર અને હનુમાનજી ગરૂડજી તથા ઘંટાકર્ણની મૂર્તિઓ છે.

ઘંટાકર્ણ વિષે એવું કહેવાય છે કે તે વિષ્ણુ ભગવાનનો દ્રોહી એક ક્રૂર રાક્ષસ હતો. વિષ્ણુનું નામ કદી કાને ન સંભળાય તેટલા માટે તે પોતાના બન્ને કાને ઘંટા બાંધતો હતો. તેને એક વખત દેવર્ષિ નારદનો સમાગમ થયો. નારદજીએ ભગવાનનું સર્વજ્ઞપણું સમજાવી ભક્તિ કરવાનો ઉપદેશ કર્યો એટલે તેના ચિત્તની શુદ્ધિ થઇ ને જ્ઞાન ઉપજ્યું. સત્ય જ્ઞાન ઉત્પન્ન થતાં તે રાક્ષસે પોતાના તમામ ક્રૂર રાક્ષસી કર્મો ત્યજી શ્રી બદ્રીનાથમાં દ્વારપાળ તરીકે ભગવાનની ચોકી કરતો થકો આરાધન કરવા રહ્યો છે.

શ્રી બદ્રીનાથમાં અનહદ ઠંડી રહે છે, ત્રણ ત્રણ ઉનના બનુસ ઓઢવા છતાં ઓછી જણાતી નથી. વારંવાર તીવ્ર હવા, ધુમસ અને વરસાદ પડવા માંડે છે. આસપાસના નારાયણ અને ગંધમાદન વગેરે પર્વતો બરફથી છવાયલા હતા ને તેમાંથી વહેતા ઝરણા બેહદ ઠંડા હતા. સવારે સૂર્યોદય પહેલા એ ઝરણાઓનું થળ થીજી જતું ને કાચના કટકા જેવો બરફ બંધાઈ જતો હતો. અલકનંદાપર પણ બરફના થરો જામેલા હતા તેથી

તેનો સ્પર્શ કરવો એ વિંછીના ડંખની વેદના ઉત્પન્ન કરવા બરોબર હતું. પંડયાઓનો ત્રાસ ઘણો હતો તેમ દુકાનદારો પણ ત્રણ રૂપિયે શેર ઘી, સવા રૂપિયે શેર ખાંડ, નવ આને શેર લોટ, સવા રૂપિયે શેર પુરી, બાર આને શેર દાળ વગેરે ચીજ વસ્તુ અતિશય મોંઘા વેચી યાત્રીઓને લૂંટતા હતા; એથી ઘણાખરા ગરીબ યાત્રીઓ સ્નાન દર્શન કરી તુરત પાછા ફરતા. ભાગ્યેજ કોઇ યાત્રી બદ્રીનાથમાં ત્રણ ચાર દિવસ રોકાતો. ( શ્રી બદ્રી-નાથના રસ્તાનું, સ્વયં ભગવાનનું તથા તેની આસપાસના સ્થળોનું વર્ણન અમે "હિમાલયની યાત્રા" એ નામના પુસ્તકમાં સવિસ્તર કરેલું છે, તેથી અત્રે સંક્ષેપમાં દર્શાવ્યું છે. ) બદ્રીના-થમાં ધર્મશાળા તથા તાર ટપાલના સાધનો છે તેથી યાત્રીને પહાડ પર્વતની અગવડ જેવું ઓછું જણાય છે.

## મહારાજા મૈસુર.

પૂર્વકાળમાં જેટલા જ્ઞાની, સત્તાધારી, વિદ્વાન્, શ્રીમંત પુરૂષો હતા તે સર્વ ધર્માચરણ યથાવિધિ કરતા હતા. યુધિષ્ઠિર, અંબરીષ, પૃથુ, ભરત, શિબિ, રંતિદેવ વગેરે રાજાધિરાજ–ચક્ર-વર્તી રાજાઓ હતા તો પણ ધર્મ આચરવામાં હમેશા સાવધાન અને કિંકર સમાન રહેતા હતા. પરંતુ આજે એવો સમય આવ્યો છે કે એ કહેવાતા રાજા મહારાજા જ્ઞાની વિદ્વાન્ શ્રીમાન્ પ્રાય: સર્વ નાસ્તિક પાખંડીજ નિવડવા માંડયા છે. ધર્મ એ કેમ જાણે ઢોંગ હોય અને મનુષ્યને ડુબાડનાર હોય ! તેમ સમજી તેનાથી દૂર દૂર ભાગતા ફરે છે. ગરીબ બિચારી પ્રજાના

પરસેવાનો પૈસો ઓકાવી તબિયત સુધારવાને બહાને તેઓ વિલાયત પેરિસ સ્વીટઝરલેંડાદિ વિદેશમાં ભટકી હજારો અને લાખો રૂપિયાનું પાણી કરી ભ્રષ્ટ દુરાચારી બને છે. હિમાલય એક એવું શ્રેષ્ટ અનુપમ સ્થળ છે કે જ્યાં ઉત્તમ આરોગ્ય પ્રદ હવા પાણી દશ્ય અને ધર્મ સઘળું એક સાથે પ્રાપ્ત થઇ શકે છે, પણ ત્યાં જવાનું કે રહેવાનું ભાગ્યેજ કોઇ પસંદ કરે છે.

"બહુ રત્ના વસુન્ધરા" એ ન્યાયે દેશ સાવ વાંઝીઓ નથી. ઉદેપુરના વૃદ્ધ મહારાણા જેમ સ્વમાની અને હિંદુ જાતિ તથા સનાતન ધર્મપ્રેમી છે તેમ કોઇ કોઈ હિંદુ રાજા મહારાજા વધતે ઓછે અંશે હજુ પણ ધર્મભાવ ધરાવે છે. હિંદના ચાર મોટા રાજાઓમાં એક મહારાજા મૈસુર પણ ધર્માત્મા સજ્જન પુરૂષ. છે. પચાસ વર્ષની વય અને અતુલ સમૃદ્ધિ છતાં પગે ચાલીને એ મહાનુભાવ મહારાજાએ શ્રી બદ્રીનારાયણના દર્શન કરી વિધિસર પૂજન અર્ચન દાન કર્યું. તેની આજ્ઞામાં અનેક નાના મોટા અધિકારીઓ, નોકરો તથા મજુરો હતા તો પણ તેણે તેઓ પાસે પોતાના હાથમાંની છત્રી તથા લાકડી કોઇ સુદ્ધાં ન ઉપડાવતા પોતે જાતેજ ઉપાડી. જે દિવસે અમે બદ્રીનાથ પહોંચ્યા તેજ દિવસે ના. મૈસુર મહારાજા આવ્યા હતા ને જેટલું અમે રોકાયા તેટલુંજ તેઓ રોકાયા હતા એટલે અમોને તેમનો નમ્ર માયાળુ સ્વભાવ, સાદો પોષાક, ધર્મપાલનમાં તત્પરતા વગેરે જોવાનો પ્રસંગ મળ્યો. તીર્થના પંડયા સ્વાર્થ પ્રબળ રાખે છે પણ ધર્મ કર્મ કશું જાણતા નથી, ફાવે તેવી અગડં બગડં ક્રિયા કરાવે છે તેથી મહારાજા મૈસુરે પોતાના વિદ્વાન્ પંડિત શાસ્ત્રી પુરોહિતને પોતા સાથે આણ્યા હતા, જેઓ

સ્નાનથી લઇ શ્રાદ્ધ તર્પણ દર્શન પૂજન વગેરે વેદાજ્ઞા પ્રમાણે મહારાજાને પિતાંબરી વગેરે પવિત્ર રેશમી વસ્ત્ર પરિધાન કરાવીને યથાવિધિ કરાવતા હતા. ના. મૈસુર મહારાજાનું આવું ધાર્મિક વર્તન જોતા એમ સહજ સ્ફુરી આવતું કે પ્રભુ આવી વૃતિવાળા સર્વે હિંદુ મહારાજાઓને બનાવો અને તમામ રાજાઓના હ્રદયમાં ધર્મ ઉપરાંત હિંદુ જાતિને રક્ષવાની ભાવના પ્રદીપ્ત કરો.

## મોક્ષનો ઇજારો.

જગદીશ્વર શ્રી બદ્રીનારાયણના દર્શન પાંચ દિવસ સુધી ખુબ ધરાઇને કર્યા બાદ પાછા ફરી કર્ણ પ્રયાગ વગેરે થઇ મેલચોરી આવ્યા અને મેલચોરીથી ચોખટીઆ દોરાહટ થઈ આઠમે દિવસ આલમોરા પહોંચ્યા. રસ્તામાં પહાડોની ટોચે કે મધ્યમાં ક્યાંક ક્યાંક દશ દશ ઘરના ગામડા આવતા હતા. ગરીબ પહાડી લોક નાના નાના ખેતરો રાખી, નાનકડા બળદ–બેલ થકી ખેડી નિર્વાહ ચલાવે છે. ઘઉં જવ અડદ બટેટા મકાઈ વગેરે ખેતરોમાં ઉત્પન્ન થાય છે. ખેતરો સાવ નાનકડા છતાં સીધા નહિ પણ સીડી જેવા ચડતા ઉતરતા છે. સ્ત્રીઓ અને પુરૂષો બન્ને કામ કરતા હોય છે. ખેતી કરતા નિર્વાહ થતો નથી તેથી તેઓ દુકાનદારી કે કુલી મજુરી કરે છે. પહાડી લોક ભલા ભોળા અભણ મહેનતુ અને ડરપોક છે. ચોરી જુગાર કે વ્યભિચાર જેવા દોષોથી તેઓ મુક્ત છે. લાખ રૂપિયાની ચીજ મૂકી કોઇ ચાલ્યું જાય તોય તેઓ તેને સ્પર્શ કરશે નહિ.

આલમોરાના સુંદર આરોગ્ય પ્રદ હવાપાણીનો લાભ લેવા

જેમ શ્રીમંતો આવે છે તેમ મફતના ખાવું ને મસ્જીદે સૂવું એવા સૂત્રવાળા બાવા સત્યદેવ પણ ખાસી મજાનો બંગલો રોકી ઉનાળો ગાળે છે. રામકૃષ્ણ મઠના સાધુઓ પણ આવજા કર્યાં કરે છે, પરંતુ ખ્રિસ્તી–પાદરીઓનું થાણું તો કાયમી જણાયું. ખ્રિસ્તીઓ ફક્ત આલમોરામાંજ નહિ પણ હિમાલયના ઘણા-ખરા ભાગોમાં થાણા નાંખી હિંદની જેમ દુષ્કાળ દવાખાના તથા નિશાળો ખોલી મદદને બહાને હિંદુઓને બાઈબલનો બોધ કરી ભ્રષ્ટ બનાવે છે–વટલાવે છે. આલમોરામાં તેઓનું દેવળ, હાઈ-સ્કુલ વગેરે સંસ્થાઓ છે. નિત્ય સવાર સાંજ અમે આલમોરામાં જૂદે જૂદે રસ્તે ફરવા જતા હતા. એક દિવસ નૈનિતાલના રસ્તે ગયા, રસ્તામાં પોતાના બંગલાની બાજુમાં મોટર માટે ઓરડો બનાવતા એક ગોરાને અમે જોયો. અમે માન્યું કે આ કોઇ ઓફિસર હશે તેટલામાં તેણે અમોને સલામ કરી વિનયથી પાસે બેસાડી ખબર અંતર પૂછવા માંડી. તેને ભલો માયાળુ માણસ સમજી ઉત્તરમાં અમે કહ્યું કે મોક્ષ પ્રાપ્તિના હેતુથી અમે હિમા-લયના પ્રદેશમાં વિચરીએ છીએ. અમારો ઉત્તર અને મોક્ષ માટેની જીજ્ઞાસા સાંભળી તે પરોપકારી ગોરો સાહેબ કહેવા લાગ્યો કે હું તમોને મોક્ષનો માર્ગ બતાવીશ. એક પાદરી તરીકે મારૂં તેજ કામ છે ને તેટલા સારૂ તો હું અહીં આવી રહ્યો છું.

પરમ પવિત્ર ઋષિ મુનિઓની ભૂમિમાં એક પાદરી આવી તેનાજ સંતાનોને મોક્ષનો માર્ગ દાખવવાને નામે પતિત બના-વવાની ચેષ્ટા કરે ત્યારે કયા હિંદનું હૃદય ન ભેદાય? અર્થાત્ અમે તેના શબ્દો સાંભળી પગથી તે માથા સુધી પ્રજ્વલિત થઈ જણાવ્યું કે સાહેબ, તમે હિંદુઓને મોક્ષ માર્ગ બતાવવા સારૂ

વિલાયત જેટલે દૂરથી આવ્યા છો પણ તમે પોતે તે જાણીને તમારા દેશના લોકોને બતાવી આવ્યા છો કે? જો ન આવ્યા હોવ તો પ્રથમ તેઓને મોક્ષ મોકલી પછી અમારી પાસે આવો. પાદરી સાહેબ બહુ હસમુખા હતા, તેણે કહ્યું કે તમે મેં. ફરી આલમોરામાં રહો ત્યાં સુધી મારી પાસે કલાક બે કલાક ફરવાને નિમિત્તે આવતા જાવ એટલે તમને બાઇબલ શિખવીશ. અમારી ઇચ્છા હતી કે મોક્ષના ઇજારાવાળા આ અમિત પાદરીની સાથે બે ચાર દિવસ સમાગમમાં આવી, તેના બાઇબલની નિર્માલ્યતા અને વેદ ઉપનિષદ્ પુરાણોની અસાધારણ મહત્તા વિષે વાદ કરી શુદ્ધિ ઠેકાણે લાવવી. આવા હેતુથી અમે તેને પુનઃ મળવાની હા કહી હતી પણ માનસરોવર તરફ પ્રસ્થાન કરવાથી જઇ શકાયું નહિ.

સિમલા અને શ્રી બદ્રીનારાયણ થઇને પાછા આલમોરા આવતા સવા માસ વીતી ગયો. તા. ૧ લી જુન સને ૧૯૨૫ ને સોમવાર કે જે દિવસે અમારે આલમોરાથી પ્રસ્થાન કરી માનસરોવર જવાનું હતું તે નિકટ આવી લાગ્યો. કેરી લીંબુનું અથાણું, બદામ, દ્રાક્ષ, ટોપરૂં, સાકર, ગોળ અને બાલ તથા પેંડા વગેરે મીઠાઇ જોઇતા ખરીદી લીધા, તેમ હોલબુટ, હાફપેંટ, મોજા વગેરે પણ લઇ લીધા. મુનશ્યારી સુધી બે કુલી ઠરાવી લેવા કોશિષ કરી એટલે બેને બદલે બાવીશ કુલી અમારા ઉતારા પર સરાઇમાં આવવા માંડયા. કોઇ સામટા આઠ આઠ રૂપિયા મજુરીના કહેતું તો કોઇ છ છ કહેતું, કોઇ રોજનો સવા સવા રૂપિયો કહેતું તો કોઇ એક એક રૂપિયો ને ખાવાનું માંગતું. છેવટે બે કુલીઓ પાંચ પાંચ રૂપિયામાં આવવા કબુલ થયા

એટલે લાલા કુંદનલાલ શાહની દુકાને બાબુ રામદાસજી પાસે તેઓને લઇ જઇ તેઓના નામ ઠામ નોંધાવી સુથી તરીકે બન્નેની પછેડીઓ લીધી. કુલીઓ મજુરી નક્કી કરી, સવારે વહેલા આ-વવાનું જણાવી ગયા છતાં એક કલાક પછી તેઓ પાછા આવી કહેલા લાગ્યા કે અમારા કપડા આપો ને અમારા નામ નોંધ્યા છે તે કાઢી નાંખો. કારણ પૂછતાં તેઓએ જણાવ્યું કે પાંચ પાંચ રૂપિયા મજુરી અમોને ઓછી પડે છે. છ સાત દિવસે અમે પુનશ્યારી પહોંચીએ તે દરમ્યાનમાં તેટલું ખાઇ જઇએ માટે અમે આવવા માગતા નથી. બીજા અદેખા કુલીઓની ઉશ્કેરણીથી તેઓને આમ ઠરાવ વિરૂદ્ધ બોલતા સાંભળીને અમને બહુ ક્રોધ ચડયો ને બે શબ્દ સારી પેઠે સંભળાવી પોલીસમાં સોંપવાની ધમકી આપી. કોઇ ઉપાયે છટકી કપડા પાછા નહિ મેળવી શકાય એમ જ્યારે કુલીઓને લાગ્યું ત્યારે તેઓએ એક એક રૂપિયો મજુરી વધારી દેવા કહ્યું. રસ્તામાં જ્યાં રોકાઇએ અને રસોઇ કરીએ ત્યાં પાણી લાવી આપી રસોઇના વાસણ માંજવાનું કબુલ કરાવી એક એક રૂપિયો વધારે આપવાનું કબુલી અમે કુલીઓના મનનું સમાધાન કરી બીજે દિવસે સવારે પ્રયાણ કર્યું. યદિ કુલીઓ પાસેથી અમે બહાનારૂપે પછેડીઓ લીધી ન હોત તો ધારેલ સમયે નીકળી ન શકત.

## વાગેશ્વર.

ભગવાનનું સ્મરણ કરી જેઠ સુદિ ૯ તા. ૧-૬-૨૫ ને સોમવારે પ્રાતઃકાલે પાંચ વાગે બે કુલીઓ પાસે સામાન ઉપડાવી

માનસરોવર તરફ ચાલી નીકળ્યા. પ્રથમ ત્રણ માઇલની ચડાઇ ચડયા બાદ તેટલીજ ઉતરાઇ ઉતરવી પડી. રસ્તામાં દાડમ આંબળા અંડુ તથા જરદાલુના વૃક્ષ સર્વત્ર જોવામાં આવતા હતા પણ ફળ કાચા હતા. છ માઇલે દુકાન આવી ત્યાં દૂધ ચાર આને શેર મળવાથી તે ગરમ કરાવી પી લીધું એટલે બાર માઇલ સુધી ચાલવામાં હરકત આવી નહિ. બપોરે બાર માઇલે દુકાન મળી, દુકાનથી થોડે છેટે નદી વહેતી હતી ને કુલીઓ અહીંથી એકાદ માઇલપર આવેલા તેમના મકાને ખબર આપી ખોરાક માટે લોટ લઇ આવવા ચાહતા હતા તેથી અમે દુકાનપર રોકાઇ શૌચ સ્નાનથી પરવારી ગીતાજીના એક અધ્યાયનો તથા શ્રી વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરી લીધો. દુકાનદાર માયાળુ હતો, તેણે પહાડીઓની દુર્દશા સંબંધમાં ઘણી વાતચિત કરી, અમે તેને ઘટતો દિલાસો આપી ઘઉંનો લોટ, ઘી, દાળ તથા વાસણો લઇ રસોઇ કરી. રસોઇ જમીને થોડો વખત આરામ લીધો એવામાં કુલીઓ પણ આવી પહોંચ્યા એટલે સામાન ઉપડાવી ચાલી નીકળ્યા હવે રસ્તો સાધારણ ચડાઇ ઉતરાઇવાળો હતો પણ આકાશ ઘેરાયું ને વરસાદ ખુબ જોરથી પડવા માંડયો, એથી એક ભાંગેલા મકાનમાં થોડો વખત વિરામ લઇ સાંજે ૧૫ માઇલ પર તાકુલા પડાવે પહોંચી એક દુકાનદારની અવાવરૂ ખડખચડી મેડીપર રાત્રિ ગાળી. અહીંઆ ડાક બંગલો છે પરંતુ તેમાં કોઇ ગોરાનો ઉતારો હોવાથી અમે દુકાનદારને ત્યાંજ રોકયા.

હિમાલયમાં મુખ્ય મુખ્ય રસ્તાપર કે જયાં ગોરાઓનું આવાગમન અને સરકારી ઓફિસો છે ત્યાં બાર બાર પંદર પંદર માઇલે પડાવ એટલે મુકામ છે. પડાવપર પ્રાયઃ એક બે

દુકાન તથા ડાક બંગલો હોય છે તેથી પડાવપર રોકાવુંજ ઠીક પડે છે. અહીંઆ પણ દુકાનદાર બહુ ભલો માણસ હતો, તેણે ધર્મ સંબંધમાં જીજ્ઞાસુ બુદ્ધિથી અમને કેટલાક પ્રશ્નો પૂછયા ને (ખીચડી બનાવી તેની સાથે) દહીંની જરૂર હતી તે પણ મેળવી આપ્યું. રાત્રે વાળું કર્યા બાદ ભજન લલકાર્યાં તે વખતે પણ તે ભાવિક દુકાનદાર પાસે બેસી શ્રવણ કરતો હતો.

બીજે દિવસ સવારે તાકુલાથી ચાલી નીકળી ૧૧ માઇલે બપોરે વાગેશ્વર પહોંચ્યા. આજે સામાન્ય રીતે આખો રસ્તો ચડાઈ વાળો હતો. વાગેશ્વરમાં આજે મોટો મેળો હતો તેથી સરયુ ગંગામાં સ્નાન કરવા અને પોતાની ચીજ વસ્તુ વેચી જોઇતી ચીજ વસ્તુ ખરીદવા જૂદે જૂદે રસ્તેથી પહાડી સ્ત્રી પુરૂષો આવતા હતા. લાલા કુંદનલાલ શાહના ભલામણ પત્રથી અમને નિશાળના મકાનમાં ઉતારો મળ્યો. (જે મકાન તેમનું પોતાનુંજ હતું પણ ભાડે આપ્યું હતું.) અયોધ્યા આગળ વહેતી સરયુ ગંગાનો અને ગોમતીનો સંગમ અહીં સંગમ થાય છે તથા વાગેશ્વર ભગવાનનું પુરાતન મંદિર પણ છે. સ્નાન દર્શનથી પરવારી બજારમાંથી આટો દાળ ઘી દહીં કેળા ખરીદી રસોઇ કરી જમ્યા. આ ગામમાં કાપડ કરીઆણું તથા મીઠાઇની નાની મોટી પંદર વીશ દુકાનો છે. આસપાસના ગામડાઓની અહીં મોટી ખરીદી રહે છે. આંબાના પુષ્કળ વૃક્ષો કેરીઓથી નમેલા સર્વત્ર દૃષ્ટિએ પડતા હતા. શિલાજીત નામનો રસ જે તાકાત્ આપનારો ગણાય છે ને શહેરના શ્રીમંતો તથા સર્વ સાધારણ લોકો શક્તિ પ્રાપ્ત કરવાના હેતુથી હરિદ્વાર અને હિમાલયમાંના પીપલકોટી કુમારચટી વગેરે સ્થળેથી મંગાવી સેવે છે તેના મોટા વેપારી વાગેશ્વરમાં રહે છે.

શિલાજીત જે એક પથ્થરનો રસ છે તે તેઓ નેપાલથી બહુ રસ્તા ભાવે જથ્થાબંધ મેળવે છે ને અહીં રૂપિયાના ચાર ચાર પાંચ પાંચ તોલા વેચે છે.

## રામગંગાનો પ્રબળ પ્રવાહ.

વાગેશ્વરથી જેઠ સુદિ ૧૧ ને બુધવારે પ્રાતઃકાલ છ વાગે સરયુ ગંગાના તટે ચાલતા ચાલતા બપોરે કપકોટ ૧૪ માઇલ ચાલી પહોંચ્યા. આજે ચડાઈ ઉતરાઈ ન હતી, રસ્તો સીધો હતો, વરસાદને લઇ પહાડો ધસી પડવાથી કયાંક કયાંક તૂટેલો પણ હતો છતાં ખચ્ચરોનો આવરો જાવરો ખુબ હોવાથી તે ચાલવા લાયક બની ગયો હતો. પહાડી વેપારીઓ હલદ્રાનીથી સાકર તમાકુ ગોળ ચોખા ખરીદી ખચ્ચરોપર લાદી જેમ આલમોરા જઇ વેચે છે તેમ અહીં સુધી આવીને પણ વેચે છે. કપકોટમાં બે ત્રણ દુકાનો તથા ડાક બંગલો છે. એક દુકાનના ઉપલા ભાગમાં ઉતારો કરી રસોઇ બનાવી જમ્યા ને ઘી સારૂં સસ્તુ મળવાથી પકવાન બનાવી ડબરામાં ભરી લીધો. બીજે દિવસ સવારે વહેલા ઉઠી ચાલી નીકળ્યા. તડકો સખ્ત હતો તેમ ચડાઈ પણ હતી તેથી વધારે વેગથી ચાલી શકાતુ નહિ તોપણ ૧૦ માઇલ ચાલી બપોરે બાર વાગે સામાધુરા પહોંચ્યા. અહીં એક દુકાન છે. દુકાનદાર દુકાન સાથે પોસ્ટનું પણ કામ કરે છે, તે બહુ માયાળુ સજ્જન હતો, તેણે પોતાની દુકાન પાસેના છાપરામાં સારી જગ્યાએ ઉતારો આપી સરસ લોટ દાળ ઘી ગોળ કાઢી આપ્યા. હિમાલયના વિસ્તીર્ણ પ્રદેશમાં કયાંક ભાગ્યેજ દવાખાનું કે વૈદ્ય ડોકટર જોવામાં આવે છે. સરકારે અહીં એક વૈદ્યને ૨૫ રૂપિયાના

પગારથી રોકયા હતા તેથી આસપાસના ઘણા ગામડાઓમાંથી લોકો દવા લેવા આવતા હતા. વૈદ્યરાજ ૨૪-૨૫ વર્ષના યુવક હતા. જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. તેમની જન્મભૂમિ હિમાલય છે પણ તેના પૂર્વજ મૂળ દક્ષિણ પ્રાંતના વતની હતા એમ તેમણે જણાવ્યું. પોતે કાશીમાં વિદ્યાભ્યાસ કરી વૈદકની પરીક્ષા પાસ કરી હતી. તેમના પિતા માનસરોવર ગયા હતા તેથી તેણે માનસરોવર સંબંધી પણ કેટલીક હકીકત વર્ણવી. વૈદ્ય સદાચારી ધર્મજ્ઞ અને આગળ વધવાના અભિલાષી હતા તેથી તે સંબંધે વાતચિત ચલાવી અમારી મદદ ઇચ્છી. અમે તેમના ઉત્સાહ તથા ધર્મભાવ માટે અભિનંદન આપી હિમાલયમાં સ્થગે સ્થળે સેંકડો પ્રકારની ઉપયોગી વનસ્પતિઓ છે તે શોધવા-જાણવાનું કહી તેમાંથી લાભ ઉઠાવવા ભલામણ કરી તેમના માટે બનતું કરવા કહ્યું.

સામાધુરા સ્થળ ઉંચાઇપર છે તેથી ત્યાંનું જળ ઠંડુ હતું તેમ રાત્રે ઠંડીનો પણ સારો અનુભવ થયો. બીજે દિવસ સવારે વહેલા ચાલી નીકળ્યા, બે માઇલની આકરી ચડાઇ ગહન વનમાં થઇને ચડવી પડી. ગઇ રાત્રે વૈદ્યરાજ પાસેથી અમે સાંભળ્યું હતું કે સામાધુરાના ગીચ જંગલમાં સિંહ જેવા વિકાળ પ્રાણી રહે છે. જેમ બદ્રીનાથને રસ્તે મેલચૌરી નજીક અત્યંત ભયંકર જંગલ આવે છે ને તેમાં સિંહ હોવાનું ત્યાં વસ્તા લોકો જણાવે છે તેમ અહીંના વનમાં હોવાનું પણ સાંભળ્યું પરંતુ પ્રભુ કૃપાથી અમને એ વન કેસરીના દર્શન કોઈ સ્થળે થયા નહિ. સામાધુરાની ચડાઇ ચડયા પછી અતિ વિકટ બે માઈલની ઉતરાઇ ઉતરવી પડી. પ્રથમ રસ્તો સીધો થોડી ઉતરાઇવાળો હતો પણ પહાડ ધસી પડવાથી રસ્તો તૂટતા હવે નવે રસ્તે એકદમ નીચે પડવા જેવી ઉતરાઇ ઉતરવી પડે છે. ઉતરાઇ ઉતરી રામગંગા નામની વેગવતી નદીના તટે આવ્યા.

રામગંગાને કાંઠે આમતેમ ફરી જોયું તો ક્યાંય પૂલ દેખાયો નહિ. (પાછળથી પૂછતા જણાયું કે પૂલ જીર્ણ થવાથી થોડા દિવસ પહેલા તૂટી ગયેલ હતો ) પૂલ જ્યારે ન જણાયો ત્યારે અમારા બે કુલીઓમાંથી એકે લાકડી હાથમાં પકડી નદી પાર કરવા પ્રયત્ન આરંભ્યો. કુલી કે જેનું નામ મોનસીંગ હતું તે નદીમાં દશેક વાર ચાલ્યો એટલે સખ્ત તણાવથી તથા બરફ જેવા શીતળ જળથી ભયભીત થઇ પાછો ફર્યો. ચાર વર્ષ પૂર્વે ગંગોત્રી જમનોત્રીના રસ્તે કંઇ નદી નાળા તરતા અમે મહા મુશીબતે મૃત્યુના ઝડબામાંથી ઉગર્યા હતા તેથી તે કડવા અનુભવને યાદ કરી આ વખતે અહીં અમે સાહસ કર્યું નહિ, છતાં નદી પાર કર્યા વિના છૂટકો નહોતો. આ કાંઠે બેઠે કોઇ આશ્રય કે ઇલાજ મળી શકે એમ નહોતું. રામગંગા નદી પાર કરવા માટે તેનો પ્રબળ પ્રવાહ બે ત્રણ કે વધારે ફાંટામાં વહેંચાયલો તથા સરળ એવા સારુ કિનારે કિનારે ઘણું ઘૂમ્યા પણ બધેય એક સરખો વેગવાળો પ્રવાહ જણાયો. કિનારે કિનારે ફરતા પણ અમને પારાવાર કષ્ટ પડયું, કારણ કે રસ્તો કે કેડીના અભાવે પહાડ કે મોટા મોટા પથ્થરોપર ચાલીને અમારે જવું પડયું હતું.

રસ્તો સ્પષ્ટ ન દેખાતા અમને એવો સંશય પણ થયો કે કદાચ સાહસ કરી સામે પાર જઈએ અને ત્યાં રસ્તો ન હોય તો પછી પાછા ફરી અહીં આવવું જીવ લેણ થઈ પડશે તેથી કુલીઓ સાથે અમે કોઇ માણસની પ્રતિક્ષા કરતા રામગંગાને કાંઠે બેઠા મનુષ્યને ખરેખર પ્રભુપર શ્રદ્ધા નથી નહિંતર તે અતિ દયાળુ છે. પોતાના ભક્તની તે અવશ્ય ભીડ ભાંગે છે. યદિ મનુષ્ય ધૈર્ય અને શ્રદ્ધા રાખે તો તત્કાળ તેને અકલિત સહાય આવી મળે છે. અમારા ચિત્ત કે સંકલ્પમાં નહિ એવી સહાય

અમે પાંચ મિનિટ બેઠા નહિ ત્યાં જગદીશ્વરે મોકલી દીધી. એક પહાડી ક્ષત્રિય સામેથી આવતો દ્દષ્ટિએ પડયો, તેને જોઇ અપાર આનંદ થયો. મોટેથી બૂમો પાડી તેને નિકટ બોલાવ્યો. તે કિનારાપર સામે આવી ઉભો એટલે પ્રથમ તેને રસ્તા વિષે પૂછી ખાત્રી કરી લીધી ત્યાર બાદ અમને ચારેયને સામે પાર પહોંચાડવા તેને વિનવ્યો ને પૈસાની લાલચ આપી. તે ભલો પહાડી તુરતજ નદીમાં ઝંપલાવી અમારી પાસે આવી પ્રથમ અમારો સામાન પોતાના ખભાપર ઉંચકી એક કુલીનો હાથ પકડી પોતા સાથે નદી પાર કરી ગયો અને પછી બીજી વારે અમારા હાથ પકડી અમને નદી તરાવી દીધા. નદી તરતા પહેલા અમે લંગોટી જેવો કછોટો વાળી કોટ તથા જોડા કાઢી નાંખ્યા હતા. એક હાથે એક એકને મજબૂતાઇથી પકડી બીજા હાથે લાકડી ટેકાવા ચાલતા હતા તો પણ અત્યંત બળવાન પ્રવાહને લઇ પગ લથડી પડતા હતા. નદીની ઉંડાઇ તો માત્ર કેડ સુધી હતી, પણ અતિ તાણુને લીધે ગબડી પડયા કે પડશું એવો ભય લાગતો હતો. પાણી બરફ જેવું ઠંડુ હતું તેથી તે પગને ખોટા ચેતનહીન કરી મૂકતું હતું. ઇશ્વર કૃપાથી કોઇનો પગ ન લથડયો ને અમો ચારેય જણુ સામાન સાથે સહી સલામત નદી પાર કરી ગયા તેથી નવો અવતાર માન્યો. કમભાગ્યે જો કોઇનો પગ લથડયો હોત તો તે બચવો બિલકુલ અસંભવીત હતો. પહાડીને ચાર આના બક્ષીસ આપી એટલે તે ખુશી થઇ રામરામ કરીને ચાલી નીકળ્યો. અમે થોડો વખત રોકાયા ને રોકાઇને તેજ ગંગા (હિમાલયમાં હજારો નદીઓ વહે છે, પ્રત્યેકના નામ જૂદા જૂદા છે પણ પહાડી લોક તમામ નદીને ગંગા કહી ઓળખાવે છે) માં સ્નાન કરી, ગીતા વાંચી, કોરડ કરી જળપાન કીધું.

## મુનસ્યારી.

શામગંગાથી આગળ ચાલતા બે માઇલે રસ્તાની એક બાજુ તેજમ ગામ દેખાયું. ટિબેટ સાથે વેપાર કરીને ભોટીઆ લોક મિલમ આવે છે ને મિલમમાં બરફ પડવા માંડે છે ત્યારે મુનસ્યારી આવી રહે છે ને મુનસ્યારીમાં બરફ પડવો શરૂ થાય છે ત્યારે તેજમ અને તેની આસપાસના ગામડાઓમાં પોતાના બાળબચ્ચા સાથે શીત ઋતુ વીતતા સુધી રહે છે. તેજમથી આગળ ચાલતા બપોરે કવેટી પડાવે પહોંચ્યા પણ ત્યાં ડાક બંગલો કે દુકાનનું સાધન નહોતું, માત્ર ચાર પાંચ મકાનો હતા તેથી આગળ ૫ માઇલ ચાલી સાંજે ગીરગામ પહોંચ્યા. કવેટીથી ગીરગામ સુધીનો રસ્તો બહુ ખરાબ હતો, કાંકરા અને પથ્થરો વાળો તેમ ત્રણ માઇલની આકરી ચડાઇવાળો હતો તેથી ભૂખ્યા તરસ્યા થાકીને લોથ થઇ ગયા. ઓછામાં પૂરૂં વરસાદ પણ વરસવા લાગ્યો હતો ને ગીરગામમાં ઘણા ફાંફાં મારવા છતાં કયાંય ઉતારો પણ મળ્યો નહિ. અહીં દુકાન કે ડાક બંગલો નથી, માત્ર દશબાર પહાડીઓના ભાંગ્યા તૂટયા ઘરો છે. એક પહાડીને બહુ સમજાવ્યો ત્યારે તેણે તેના તૂટેલા છાપરામાં જયાં ખડ વનસ્પતિ ઉગી હતી અને જીવ જાનવરનો ભય હતો ત્યાં રાત્રે ઉતારો આપ્યો. "ન મામા કરતા કહેવાનો મામો શું ખોટો?" એ ન્યાયે અમે તેને વધાવી તેમાં રાત્રિ ગાળી. ગીરગામમાં લોટ દાળ ઘી વગેરે રસોઇનો સામાન ન મળ્યો તેથી અમે રસોઇ ન કરતા પકવાન તથા કાચી કેરીનું અથાણું (કાચી કેરી વાગેશ્વરથી ખુબ સાથે લઇ રાખી હતી) ખાઇ સૂઇ રહ્યા.

ગીરગામથી બીજે દિવસ એટલે જેઠ સુદિ ૧૪ ને શનિવારે સવારે વહેલા ઉઠી ચાલી નીકળ્યા ત્રણ માઇલની અત્યંત કઠિન ચડાઇ ચડવાની હતી, વદસાદ વરસતો હતો, વરસાદથી ઉત્પન્ન થનારા ઝોંક નામના કીડા રસ્તામાં ખુબ જોવામાં આવતા હતા, યદિ લક્ષ ન રહે ને તે પગે ચોંટી જઇ ડંખ મારે તો લોહીની ધારા ચાલે છે, છતાં તેની ખુબી એ છે કે તે જંતુ પગપર ચડયાની તથા ડંખ માર્યાની માણુસને બિલકુલ ખબર પડતી નથી. ઝોંક ઉપરાંત વિંછુ નામની વનસ્પતિ પણ સર્વત્ર આડે ધડ ફાલેલી ફુલેલી હાલતમાં ઉભી હતી. ગુવારના પાંદડા જેવા તેના પત્તા હતા. ભૂલે ચૂકે જો તેના પત્તાનો હાથ પગ કે શરી-ર કોઇ ભાગને સ્પર્શ થઇ જાય તો વિંછીના ડંખ કરતા પણ વિશેષ વેદના થતી હતી ને તે ચોવીશ કલાક સુધી રહેતી હતી. સૃષ્ટિના જીવોપર પરમેશ્વરની અપાર કરૂણા છે કે તેણે દ્વંદ્વ અર્થાત્ જયાં સુખ હોય ત્યાં દુઃખ અને દુઃખ હોય ત્યાં સુખ, ચિંતા હોય ત્યાં આશા અને આશા હોય ત્યાં ચિંતા ઇત્યાદિ રાખેલા છે તેમ અહીં હિમાલયમાં વિંછુ વનસ્પતિની બળતરા શાંત કરવા માટે તેનીજ બાજુમાં ભાંગના છોડ તેટલાજ ઉંચા અને હરીઆળા રાખેલા છે. ભાંગના પાન ચોળી તેનો રસ વિંછુના ડંખપર ચોળવામાં આવે એટલે તુરત બળતરા મટી જાય છે.

મુનશ્યારી નજીક ધુરા-પહાડની ચડાઇ ચડવા લાગ્યા. કઠણ થઇને થાક ખાધા વિના ચડવું ચાલુ રાખ્યું. હવે ચડાઈ પૂરી થઇ છે ને ટોચે પહોંચ્યા છીએ એમ ધારી ટોચે-શિખરે જઇએ ત્યાં તો સામે બીજું શિખર તેટલુંજ ઉંચુ ઉભું હોય છે. વૃક્ષોની અસાધારણ ગીચતા છે. કાચા પોચા મનનો માણુસ

તો શૂનશાન્ય આવું ઘાટું ભયંકર જંગલ ભેઇનેજ ગભરાઇ જાય એમ છે. બહુ પરિશ્રમના અંતે ત્રણ માઈલની ચડાઈ ચડયા પછી થોડા સીધા રસ્તાપર આવ્યા. એ રસ્તેથી નીચે નજર કરતા એક માઇલ જેટલી ભયંકર ઉંડી ખીણ જોવામાં આવે છે, જે જોતાં માણસને મૂર્છા આવી ગબડી પડવા સંભવ રહે છે. આવી ભયંકર ખીણવાળા રસ્તે અહીં તહીં દૃષ્ટિ ન કરતા નીચે અને સામે જોઇનેજ ચાલવું પડે છે. જો ધ્યાન આપી રસ્તાપર ન ચલાય ને પગ આડો અવળો પડી જાય, કોઇ સામેથી આવતું ભટકાય અથવા રસ્તે તૂટી પડેલો આવે તો તેને નીચેની ભયંકર ખીણમાં ગબડી પડતા ક્ષણનો વિલંબ લાગે એમ નથી, અને કમૂભાગ્યે જો કોઇ ખીણમાં પડી ગયું તો તેને કાઢવા તો શું પણ તે પડયો તેનાપર નજર સુદ્ધાં નાંખવાની કોઇ હિંમત ધરી રાહ તેમ નથી. આસપાસના પર્વતો તરફ દૃષ્ટિ કરતા તે પણ ઘણાતે ભવ્ય અને વનઃશ્રીથી આવૃત્ત હોઈ નયનોને આનંદ આપતા હતા. જયાં દૃષ્ટિ કરીએ ત્યાં પર્વતમયજ જગત ભાસતું હતું.

અમારા નિયમ પ્રમાણે "શ્રીમન્ નારાયણ, નારાયણ, નારાયણ," અને "હરે રામ હરે રામ રામ રામ હરે હરે, હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે" એ પ્રભુ નામની ધુન મચાવતા મચાવતા વિકટ ચડાઇ તથા ઉતરાઈ ચડી ઉતરી ૧૦ માઇલ ચાલી બપોરના સુનરયારી આવી પહોંચ્યા. પાણીના ઝરણા, નાનકડી ધર્મશાળાની નાની નાની ગલીચ કોટડીઓ તથા ભોટીઆઓના આઠ આઠ દશ દશ ઘરના જુથ દૃષ્ટિએ પડવા લાગ્યા એટલે અમે જેનાપર ભલામણ પત્રો લાવ્યા હતા તે ગૃહસ્થોના નામ ઠામ પૂછી પ્રથમ બાબુ વિજયસિંહ પાંગ્તેને ઘેર ગયા. તે

પોતે ઘેર હાજર નહોતા પણ તેના ભાઇ જુવારસિંહ હતા તેને કલકત્તાનો પત્ર આપ્યો. તે વાંચી તેણે કહ્યું કે રાતીમાં દુકાન ધર્મશાળા ડાકખાનું અને ડાક બંગલો વગેરે છે તથા જે યાત્રી આવે છે તે ત્યાંજ ઉતરે છે માટે તમે ત્યાં જાવ, વિજયસિંહજી આવશે એટલે તેમને તમારી પાસે મળવા મોકલાવીશ. આ સદ્‌ગૃહસ્થના આવા સત્કારથી સંતોષ પામી, વરસાદ ખુબ વરસતો હતો, અમે તથા અમારા કુલીઓ થાકી ગયા હતા છતાં નાઇલાજે અમારે બે માઇલ ચાલી રાતી જવું પડયું.

રાતીમાં ધર્મશાળાની કોટડીઓ તદ્દન નાની અને ગલીચ [illegible]મ તેમાં સાધુ યાત્રીઓ ઉતરેલા હતા તેથી અમે ડાક[illegible]ની ઓશરીમાં ઉતર્યા. વરસાદ ધોધમાર પડતો હોવાથી ઠ[illegible]કળ હતી, ઠંડીને લઇ ઓશરીના પથ્થર ઠરેલા અને વ[illegible]ી ઝાપટોથી ભીંજાયલા હતા તો પણ તે સઘળું સહીને ત્યાંજ રહેવું પડયું. કુલીઓ થાકેલા હતા તેમ વરસાદ વરસતો હતો છતાં તેઓ પોતાને ઘેર જવા તૈયાર થયા. ઠરાવ પ્રમાણે પહોંચાડયા તેથી તેઓને મજુરી ચૂકવી ઉપર એક એક આનો બક્ષીસ પણ આપી એટલે તેઓ બહુ ખુશ થઈ રામ રામ કરી ચાલી નીકળ્યા.

જેવી રીતે વિજયસિંહજીને પત્ર પહોંચાડયો તેવી રીતે સોબનસિંહ જમાદારને પણ પહોંચાડયો, પરંતુ તે મિલમ જવા માટે નીકળી ચૂકયા હતા. જમાદારના પુત્ર લક્ષ્મણસિંહ પ્રયાગમાં બી. એ. નો અભ્યાસ કરતા હતા તે તથા તેમના ભાઇ જે પટવારી (તળાટી) તરીકે કામ કરતા હતા તેઓ ગપ્પા મારી આનંદ લેવા અમારી પાસે બેસતા હતા. બીજા ભોટીઆઓ પણ હરતા

ફરતા કાળ નિર્ગમન કરવા સારૂ બેસવા આવતા હતા, તેઓ સાથે વાતચિત કરી અમે તેઓની જાણવા જેવી હકીકત જાણી લેતા હતા અને હિંદુસ્થાનની, સ્વરાજ્યની તથા સ્વધર્મની જણાવવા જેવી બાબત જણાવતા હતા. તે સજ્જનોમાંથી કોઇએ અમને રસોઈ માટે લાકડા કે મિલમ જવા માટે કુલી વગેરેનો પ્રબંધ ન કરી દીધો પણ બાબુ વિજયસિંહ પાંજતેએ રસોઇ માટે લાકડા મોકલાવી કુલીની ગોઠવણ કરી આપી. હવે મિલમ જવાનો સમય ભરાઇ ગયો હતો. ઘણાખરા ભોટીઆ વેપારીઓ પોતાના બાળબચ્ચા ભેડ બકરા ખચ્ચર ઝપુ વગેરે માલ સાથે લઇ રવાના થઇ ચૂકયા હતા. થોડાક બાકી રહ્યા હતા તેઓ જવા તૈયાર હતા પરંતુ વર વરસતો હતો, વરસાદને લીધે પહાડો ધસી પડતા હતા તો તૂટી ધોવાઈ ગયો હતો. તૂટેલા રસ્તાપર વરસાદમાં નાર માણુસો તથા બકરા ખચ્ચરોને ઇજા થવા પૂરતો ભ. હ છે, કેટલાકને નુકશાન થયું છે અને તેથી તેઓ રસ્તામાંજ અટકી ગયેલા છે. એક સાથે પુષ્કળ ભોટીઆ જતાં હોવાથી રસ્તામાં કયાંય ચાલવાની જગ્યા મળતી નથી એવી ભારે ભીડ થયેલી છે ને અતિ મોટી ભીડના કારણે એક બીજા ખચ્ચર કે બકરા એક બીજાને અથડાઇ નીચે વહેતી પ્રચંડ વેગવતી ગૌરીગંગામાં પડી પ્રાણ વિસર્જન કરે છે વગેરે માઠા સમાચાર સાંભળવાથી અટકી ગયા હતા.

મુનશ્યારી છૂટું છવાયું દશ દશ પંદર પંદર ઘરના જથ્થામાં વસેલું છે. અહીં આશરે ૩૦૦ ભોટીઆ વેપારીઓના મકાન છે ને તેઓ ટિબેટ જતા અને વળતા પણ અહીં એક એક બબ્બે માસ રહે છે. અહીંઆ ડાક બંગલો ધર્મશાળા, બે દુકાનો, પોસ્ટ ઓફિસ અને નિશાળ છે. હવાપાણી સમશીતોષ્ણ છે ને ખેતી તથા

વૃક્ષ વનસ્પતિ ખુબ થાય છે. શિયાળામાં બરફ પડતા વેપારી ભોટીઆઓ નીચે તેજમ ચાલ્યા જાય છે પરંતુ કેટલાક ખેતીનો ધંધો કરનારાઓ કાયમ પણ રહે છે. ગૌરી ગંગા નામની મોટી નદી બે માઇલ જેટલે દૂર વહે છે જે મિલમ જતા ઠેઠ સુધી રસ્તામાં આવે છે.

વરસાદ બંધ થઇ ગયો. બાકી રહેલા ભોટીઆઓ જવા લાગ્યા. બાબુ વિજયસિંહજીએ પણ જવાની તૈયારી કરીને તેના ભત્રીજા મંગળસિંહ સાથે અમોને કહેવરાવી દીધું કે તમારે માટે કુલીનો બંદોબસ્ત થઇ જશે, આવતી કાલે જવાનું બનશે મે તૈયાર રહેશો. ત્રણ પહાડી અને બે સાધુ જાત્રીઓ માસથી મિલમ જવાની રાહ જોઇ બેઠા હતા છતાં તેઓ યા નહોતા અને અમારે એકદમ ઉપડવાની તૈયારી થઇ તેથી બહુ હર્ષ થયો. તુરતજ કપડા સાબુથી ધોઈ સુકવી નાંખ્યા અને પાંચ છ દિવસ ચાલે તેટલો પકવાન કરી ટિફીન બોકસમાં ભરી દીધો, કારણ કે અહીંથી મિલમ સુધી રસ્તામાં દુકાન કે મકાન કશું મળવાનું નથી એમ અમે સાંભળ્યું હતું. જેઠ વદિ ૨ ને મંગળવારે બાબુ વિજયસિંહજી જાતે મળ્યા ને કહ્યું કે વરસાદ તથા કામકાજને લઈ તમોને મળવા આવી શક્યો નહિ માટે માફ કરશો. આજે હું જાઉં છું ને ત્રણ ચાર માઇલપર પડાવ નાંખી રહીશ. તમારા માટે કુલીની ગોઠવણ કરી છે તે આવતી કાલે સવારે તમારી પાસે આવશે એટલે રવાના થજો. હું તમને સાંજે મળી જઈશ. તેમના કહેવા પ્રમાણે બીજે દિવસ કુલી આવ્યો ને અમે સામાન ઉપડાવી રવાના થયા.

# મૃત્યુનો માર્ગ.

જેઠ વદિ ૩ ને બુધવાર પ્રાતઃકાલે આઠ વાગે મુનસ્યારી છોડી મિલમને રસ્તે પડયા. કઇ ભોટીઆ વેપારી પોતાના બાળ બચ્ચા સાથે ખચ્ચર ઝપુ ઘેટા બકરાપર માલ ભરી આગળ પાછળ ચાલતા હતા. આલમોરા જીલ્લા ડેપ્યુટી કમીશનર તેની મેમ, કરનલ, જનરલ તથા ચાલીશ કુલીઓ સાથે મિલમ જતા હતા. યુરોપીઅનો કુદરતી સ્થળો જોવાના બહુ શોખીન હોય છે. નૈસર્ગિક સ્થળો જોવામાં અતિ ભારે કષ્ટ વેઠવું પડે તો પણ તેઓ સ્વીકારી લે છે. ડેપ્યુટી સાહેબ પીંડરી ગ્લેશયર ( પીંડરી મૂળ-ઉદ્ગમસ્થાન ) જોવા ગયા હતા, પણ ત્યાંનો રસ્તો ... ફથી આચ્છાદિત હતો. ડેપ્યુટીએ બરફ તોડવાના તમ... યારો સાથે રાખેલા હતા પરંતુ બરફ અસાધારણ પ... તેને તોડી માર્ગ કાઢવો અશકય જણાયાથી તેઓ ત્યાંથી પાછા ફરી હવે મિલમ ગૌરીગંગાનું ગ્લેશીઅર-ઉદ્ગમ સ્થાન જોવા જતા હતા.

રસ્તો ખડબચડો પથ્થર કાંકરા ને ખાડા ટેકરાવાળો ભીનો હતો તેને બકરા ઘેટા ખચ્ચર મુતરીને તથા પાણીવાળા પગ ( ઝરણામાં ચાલવાથી થતાં ) વારંવાર મૂકીને વધારે કાદવ કીચડવાળો ને ચીકણો કરી મૂકતા હતા, તેથી માણસ જો ધ્યાન આપી તેનાપર ન ચાલે તો તત્કાળ ગબડી પડે. અત્યંત સાવચેતી રાખવા છતાંય ચીકણી માટીપરથી પગ લપસી પડતા હતા, માત્ર લાકડીનો ટેકો શરીર બચાવી લેતો હતો. શરૂઆતમાં ત્રણેક માઈલ તો અમારો કુલી અમારી સાથે સાથે ચાલ્યો પણ પછી

ડૂકવા માંડયો. તેનાપરના બોજમાંથી તેણે વધારે પડતો સામાન તો અમોને આપી દીધો હતો ને તે અમે પોટકા બાંધી ખભે ઉપાડી ચાલતા હતા છતાં તે થાકયો. અમારો કુલી કુલીનું કામ કરનાર મજુર ન હતો પણ જમીનદાર ખેડુત હતો. તેણે કદી તેટલો બોજ ઉપાડયો નહોતો. વળી તેની ઉમ્મર પણ વીશેક વર્ષની અંદર હતી, તે માત્ર વિજયસિંહજીના સંબંધને લઇ આવ્યો હતો તેથી થોડું ચાલી બેસવા માંડયો. જેમ નેપાલ અને બદ્રીનાથ તરફના કુલી અતિ ખમતીધર હોય છે ને તેઓ બંગાલી મણથી દોઢ મણ સામાન હસતા હસતા ઉપાડી વીશ વીશ માઇલ નિત્ય ચાલે છે તેમ આ તરફના કુલીઓથી બની શકતું નથી, કારણ કે હવે પછીનો રસ્તો બરફવાળા પ્રદેશમાં હોઇ ચાલનારને શ્વાસ પ્રશ્વાસની ક્રિયા અત્યંત વેગથી ચાલે છે ત્યારે માત્ર પોતાનું શરીર ઉપાડી ચાલવું પણ અશકય બને છે તો પછી બોજ ઉપાડીને કેમ ચલાય? પરંતુ લાચાર કે પેટનો ખાડો પૂરવા માટે મનુષ્યને ગમે તે ભોગે નાપસંદ કાર્ય પણ કરવું પડે છે. અમારા કુલીને પાંચ પાંચ મિનિટે તમાકુ પીવાની પણ અતિ ખરાબ ટેવ હતી, તે તમાકુના શોખીને પોતા સાથે હોકો રાખ્યો હતો, જે કોઇ ભોટીઓ મળે તેની સાથે બેસી તે હોકો ગડગડાવતો હતો તેથી પણ તેને ચાલવામાં વિલંબ થતો હતો.

ચારેક માઇલ ચાલ્યા પછી ડેપ્યુટી સાહેબનો ભેટો થયો. કોઇ ગોરાને નિષ્પ્રયોજન ન બોલાવવાનો અમારો નિયમ હોવાથી અમે ગુડ મોર્નીંગ કે ઇવનીંગ વગેરે શિષ્ટાચાર ન કર્યો પણ તેણે ગુડ મોર્નીંગ કહી ખબર અંતર પૂછયા એટલે વાતચિત કરવી પડી. તે સાહેબ અત્યંત માયાળુ સ્વભાવના હોઇ પોતાનું આ તરફ

આવવાનું પ્રયોજન કહી પછી અમોને પૂછયું. અમે માન સરોવર-ની યાત્રાનો તથા કુદરતી સ્થળો જોવાનો સંકલ્પ જણાવી ઇંગ્લંડ વગેરે યુરોપના દેશો પણ જોયેલા હોવાનું જણાવ્યું ત્યારે તે બહુ ખુશી થયા ને બે કલાક સુધી ખુબ મીઠાશથી જુદા જુદા વિષય પર વાત ચલાવી એટલુંજ નહિ પરંતુ તેણે પોતાના તંબુમાં ઉતરવાની ગોઠવણ કરવાનું પણ કહ્યું. તેમની ભલમનસાઈ માટે અમે ઉપકાર માની એક સુજ્ઞ અધિકારી તરીકે મિલમનો આ જીવલેણ રસ્તો સુધારવાની તેને આગ્રહપૂર્વક ભલામણ કરી.

ડેપ્યુટી સાહેબ સાથે વાતચિત કરતા અમે ઘણે દૂર નીકળી ગયા. નજર કરતા કુલી પાછળ ન દેખાયો એટલે સાહેબની સાથે ગુડ ડે કરી કુલીની રાહ જોતા બેઠા. કલાક એક બેઠા ત્યારે ભાઇ સાહેબ પધાર્યા ને કહેવા લાગ્યા કે મારે અહીં રોટી બનાવવી છે. બપોર વીતી ગયા હતા, વરસાદ વરસવાની તૈયારી હતી. જો તે રસોઇ કરે તો સાંજે શારગડી સ્થળે વિજયસિંહજીને મળી શકાય નહિ તેથી તેને ખુબ સમજાવી પાક ખાવા આપી અમે પણ જમી લીધું. જમીને ચાલી નીકળ્યા, પણ વરસાદ વરસવા લાગ્યો. રસ્તાપર સુનશ્યારીથી જતા અને મિલમથી આવતા બકરા ભેડ ખચ્ચરોની ભીડ બહુ હતી. રસ્તો અત્યંત ચીકણો લપસણો બન્યો હતો ને તે ગૌરીગંગાના કિનારે કિનારે જતો હતો. જરાક પગ લપસે કે લથડે તો તત્કાળ ગૌરીગંગામાં પ્રાણ વિસર્જન થાય તેવું હતું. ગૌરીગંગામાં જળનો પ્રચંડ પ્રવાહ વહેતો હતો. તે ઉંચેથી વહન કરતી હોઇ તેમાં મોટા મોટા પથ્થરો ઉછળતા હતા. તેનું સ્વરૂપ–વેગ એટલો પ્રબળ હતો કે તે સામે દૃષ્ટિ કરનારનું કે તેના અવાજને કાને સાંભળ

નારનું હૃદય કંપી ઉઠતું હતું. ખુબ સાવધપણે પગ મૂકી અમે ધીમે ધીમે ચાલતા હતા તો પણ અમારો કુલી અટકી પડયો. કાંઇ પણ આધાર વિના ખુલ્લા સ્થળમાં રસ્તાપર રાત રહેવાથી ત્રણેયની બુરી દશા થશે માટે ગમે તે પ્રકારે કઠણ થઇને ચાલ, તું મરીશ તોય તારે ત્રણ માઇલ ચાલી રારગડી વિજયસિંહજી પાસે પહોંચાડયા વિના અને અમારે પહોંચ્યા વિના છૂટકો નથી વગેરે આકરા શબ્દ કડી ચલાવ્યો ને મહામુશીબતે સાંજે ૮ માઇલે રારગડી સ્થળે વિજયસિંહજી પાસે પહોંચી ગયા.

રારગડી સ્થળ ગૌરીગંગાના કાંઠે વેકરો-મેદાન છે તે કહેવાય છે. અહીં થોડે થોડે અંતરે ભોટીઆઓએ પોતાના તંબુ નાખેલા હતા. ડેપ્યુટી કમીશનરે પણ તેમના તંબુઓ અહીં નાખેલા હતા. વિજયસિંહજીએ અમને જોયા એટલે આદરથી તંબુમાં લઇ જઇ આસનપર બેસાડયા ને ખબર અંતર પૂછયા. તેણે તેના માણસો પાસે જંગલમાંથી લાકડી-બળતણ મંગાવ્યું ને બળતું કર્યું. તેમના ઘરની સ્ત્રીઓએ રસોઇ તૈયાર કરી એટલે તેઓ જમ્યા. અમે પણ અમારી સાથે પકવાન આણેલ હતો તે જમી ગૌરીગંગામાંથી લોટો ભરી પાણી પીધું પરંતુ જળ એટલું શીતળ હતું કે હાથ ધોતા આંગળાઓમાં બળતરા થતી ને પીતાં દાંત કળીને તૂટી પડતા. રાત્રે ખુબ ઠંડી પડી, પણ લાકડાનો તાપ પથારીની બાજુમાં બળતો હોવાથી થોડો બચાવ થઇ શકયો હતો.

બીજે દિવસ સવારે આઠ વાગે વિજયસિંહજીના ખચ્ચરો ચરીને જંગલમાંથી આવ્યા એટલે તેનાપર સામાન લાદી ચાલી નીકળ્યા. અમારો કુલી વિજયસિંહજીનો માણસ હતો, તેની

આગળ તેને ગડબડ કરવાની હિંમત નહોતી તેથી અમે હવે નિશ્ચિંત થયા. આજનો રસ્તો ગઇ કાલથી પણ ખરાબ હતો. રસ્તો ચડાઇવાળો ચીકણો ને લપસણો હોવા ઉપરાંત તૂટેલો હતો. ઉપરના પહાડ પરથી પણ પથ્થરો પડવાની બીક ઘણી લાગતી હતી. એક એકના અથડાવાથી એક ઝપુબેલ (બળદ) રસ્તાપરથી નીચે ગબડી લોહીલોહાણ થઇ મરણ તોલ દશામાં પડયો હતો. રસ્તામાં કયાંય દુકાન મકાન કે ઘર ન હતું. ઠંડી હવાના સુસવાટા છાતીમાં સોંસરવા નીકળતા હતા. થોડું ચાલતા શ્વાસ પ્રશ્વાસ થતો ને થાક ખાવા બેશી જવું પડતું, આમ છતાં ભોટી આઓની સ્રીઓ તથા નાના નાના છોકરા છોકરીઓ હસતા કૂદતા ચાલ્યા જતા હતા. જો આ સ્થળે આપણા ગુજરાત કાઠિયાવાડના સ્રી બાળકો હોય તો તેઓ બેહોશ થઇ જઇ એક ડગલું પણ આગળ ન મૂકી શકે. ત્રણ માઇલ ચાલ્યા પછી ( પહાડ ધસી પડયાથી ) રસ્તો થોડાકમાં તૂટેલો આવ્યો પણ ત્યાં પા માઇલને બદલે એક ભયંકર ઉંચો બે માઇલનો પહાડ ચડવો પડયો. તેની કેડી–પગદંડી–રસ્તો એ રસ્તો નહોતો પણ મૃત્યુનો માર્ગ હતો. ખભે ભાર ઉપાડી તે રસ્તો સહીસલામત પાર કરવામાં અમે પ્રભુની કૃપાથી નવો અવતાર મળ્યાનું માનીએ છીએ. આજે પાંચ માઇલે બગડીઆર સ્થળે મુકામ કરવાનો ઠરાવ હોવાથી અમે ત્યાં બપોરે પહોંચી વિજયસિંહજીના ભત્રીજાની સલાહ પ્રમાણે શિલા ( જે અહીં ગુફા કહેવાય છે તેની ) નીચે રોકાયા.

શિલા—ગુફા રસ્તાની એક તરફ ઉંચાઇએ હતી. તે ચાર પાંચ માણસનો સમાવેશ થઇ શકે એટલી મોટી હતી પરંતુ તેની

અંદરની જમીન ઉંચી ખાડા ટેકરા વાળી હતી. અમારા કુલીએ વનસ્પતિના પત્તા તોડીને પાથર્યા એટલે અમે તેનાપર સામાન મૂકાવી શેત્રંજીએ પાથરી બેઠા. વરસાદ વરસ્યા કરતો હતો તેથી ઠંડી ખુબ પડી પણ બાબુ વિજયસિંહજીએ લાકડા મોકલાવ્યા તેને સળગાવી ધુની રાખતા ઠંડીથી ઘણો બચાવ થયો.

અમારા આવ્યા પછી થોડીવારે વિજયસિંહજી તેના કુટુંબના માણસો તથા ખચરો સહિત આવી પહોંચ્યા ને મેદાનમાં તંબુ ઠોકાવી ઉતારો કર્યો. અમે પાક ખાઇને ચલાવતા હતા પણ ભોટીઆ લોકો તો ત્રણ વખત ચા પી બે વખત ગરમ રસોઇ જમતા હતા. બગડીઆરમાં રાત્રિ ગાળી બીજે દિવસ સવારે આઠ વાગે કોફી પીને ચાલી નીકળ્યા.

બગડીઆર સુધી વૃક્ષ વનસ્પતિ આવ્યા કર્યાં પણ ત્યાર પછી બરફ આચ્છાદિત પર્વતો તથા ભૂમિને લઈ ઝાડ જંગલ દૃષ્ટિએ પડયા નહિ. અસાધારણ બરફને લીધે વૃક્ષ વનસ્પતિ ઉગી શકતા નથી. ગૌરીગંગા આજે બે વખત લાકડાના કાચા જોખમી પૂલપર ચાલી ઓળંગવી પડી ને ત્રણ વખત અડધો અડધો માઇલ બરફપર ચાલવું પડયું. મોજા તથા જોડા પહેર્યા હતા તોપણ બરફને લઇ પગ હાથ ઠીંગરાઇ જતા હતા. જેમ કેટલીક જગ્યાએ ગંગાજીપર બરફના થર જામેલા હતા તેમ ખીણો અને પર્વતોપર પણ થરના થર જામેલા હતા. ગંગાજી બરફના થરો નીચે માર્ગ કરી વહેતા હતા. સૂર્ય તપતા બરફ ઓગળતો જતો હતો. કયાંક કયાંક બરફના ઢગોમાં મોટી મોટી ફાટ તડો પડેલી હતી તે પરથી પસાર થતાં સાવચેતી રાખવા છતાં સરી પડવાનો પૂરતો ભય રહેતો હતો. બરફ સહજ રીતે લીસો તો હોય છે,

જો સંભાળપૂર્વક તેનાપર ન ચલાય તો માણસ તુરત લપસી પડે છે. આજે ફક્ત ત્રણ માઇલ ચાલી ઉંચાઇપર નાનકડા મેદાનમાં તંબુ નંખાવી રાત રહ્યા. વરસાદ પવન તથા ઠંડી સખ્ત હતા તેથી તંબુ બહાર નીકળવાનું જરાય મન થયું નહોતું.

બાબુ વિજયસિંહજી એક ઠરેલ બુદ્ધિના વિચારવંત સુખી સાધન સંપન્ન વૃદ્ધ ભોટીઆ વેપારી છે. તેઓ પોતાની ગંભીર અનુભવી બુદ્ધિનો ઉપયોગ તેના જાત ભાઇ ભોટીઆઓને નિષ્પક્ષપાતપણે સલાહ આપીને કરતા રહે છે, એટલુંજ નહિ ગૌરીગંગાપરના પૂલો તથા રસ્તાના સુધારની પણ તે સજ્જન ખાસ કાળજી રાખીને ગોઠવણ કરે છે એથી એમના મુકામે અનેક ભોટીઆ વેપારી બેઠા હોય છે. આજે આઠ દશ ભોટીઆ વેપારી વચ્ચે વિજયસિંહજી બેઠા હતા. તેની સામેના આસન ઉપર અમે બન્ને પણ બેઠા હતા. ધર્મ, સ્વરાજ્ય તથા અસહકાર વિષે વાત છંછેડી વિજયસિંહજીએ તેનું પરિણામ પૂછયું. અમે ધર્મનું સ્વરૂપ સમજાવી, સ્વરાજ્ય તથા અસહકારની ઉજ્જવળ શરૂઆત જણાવી, પણ તે પાછળથી ગાંધીજીને હાથે કેવી દેશના વિનાશમાં પર્યવસાન પામી વગેરે સઘળું યથાસ્થિત સમજાવતા સર્વના મનનું સમાધાન થયું.

જેઠ વદિ ૬ ને શનિવારે પ્રાતઃકાલ આઠ વાગે શૌચ ક્રિયાથી પરવારી કોફી પી લીધી. અહીંથી મિલમ માત્ર બાર માઇલ છે ને રસ્તો પણ ઠીક છે એમ સાંભળવાથી આજને આજ અમે મિલમ પહોંચવાનો સંકલ્પ કર્યો. વિજયસિંહજી તેના કુટુંબ તથા માલ ગુજારી સાથે છે માટે ધીમે ધીમે ચાલી બે ત્રણ દિવસ વિલંબે મિલમ પહોંચશે, તેની સાથે

ચાલવાથી જાતે હેરાન થઇ તેમને પણ અડચણમાં મૂકવા એ ઉચિત ન લાગ્યું. વિજયસિંહજીને ઈચ્છા જણાવી રજા લીધી ને મિલમમાં ઉતરવા માટે ભલામણ પત્ર લખાવી ચાલી નીકળ્યા આજે આકાશ ખુલ્લું હતું. સૂર્યોદય થતા તડકો પણ ઠીક તપ્યો હતો તેમ ગઇ કાલના કરતા રસ્તો સારો હતો તેથી ઝપાટાબંધ ચાલવા લાગ્યા. છ માઇલે રોકાઇ ઝરણામાં સ્નાન કરી થોડા બદામ દ્રાક્ષ પાક ખાઈ થોડા ખીસામાં નાંખી લીધા. ઝરણાનું જળ બરફ જેવું શીતળ હતું પણ તડકાને લઇ સ્નાન થઇ શકયું. હવે રસ્તામાં કે રસ્તાની બાજુપર ગામડા દેખાવા લાગ્યા. ત્રણ માઇલનો ખરાબ રસ્તો પસાર કર્યો પછી પ્રથમ પાંચ છ ઘરનું રીલકોટ ગામ આવ્યું બાદ મરતોલી અને ટોલા દેખાયા. મરતોલીથી બે માઇલ આગળ ચાલતા બુડડુ ગામ દેખાયું. બુડડુ નજીકનો ગંગા પરનો જીર્ણ પૂલ વટાવી ત્રણ માઈલની સાધારણ ચડાઇ ચડી બીજુલી ગામ નજીક આવ્યા, ને બીજુલીથી બે માઇલે બપોરના ત્રણ વાગે મિલમ પહોંચી ગયા.

## મિલમ.

મિલમ પહોંચી બાબુ દોલતસિંહ માધોસિંહની પૂછપરછ કરી તેમને મળી વિજયસિંહજીનો પત્ર આપ્યો. પત્ર વાંચી દોલતસિંહ અને માધોસિંહ બન્ને ભાઇઓએ પોતાના એકાંત મકાનમાં ઉતારો આપ્યો. પોતે જાતે મકાન સાફ કરી રસોઇનો સામાન વાસણ તથા લોટ દાળ ઘી લાકડા પાણી વગેરે પ્રેમપૂર્વક હાજર કરી દીધા; એટલુંજ નહિ પણ પાથરવા બિછાવવાનું પણ આણી આપી અતિ ભાવથી સત્કાર કર્યો.

ભોટીઆ લોકોનું નિવાસ કરવાનું મિલમ જે જુવાર પણ કહેવાય છે તે છેલ્લું ગામ છે. અહીં આશરે ૩૦૦ ભોટીઆ વેપારી રહે છે. ટિબેટ વેપારાર્થે જતાં તેઓ પોતાના બાળ બચ્ચા મિલમમાં રાખી જાય છે. નવેમ્બરથી જુન સુધી અહીં બરફ પડે છે, માત્ર ચાર માસ કવચિત્ પડે છે. આઠ માસ દરમ્યાન કોઇ ત્યાં રહી શકતું નથી, સૌ કોઇ નીચે ઉતરી જાય છે. ચાર માસ દરમ્યાન બરફ ઓછો પડે છે તો પણ વરસાદ અને ધુમસ તો મોટે ભાગે હમેશા રહે છે. અહીં વરસાદ ઝીણો ઝીણો વરસે છે, ધોધમાર કદી વરસતો નથી. વરસાદમાં પણ ભોટીઆ સ્ત્રી પુરૂષો હરતા ફરતા ને કામ કરતા હોય છે. વરસાદમાં તેઓ છત્રી ઓઢતા નથી પણ ઉનના કપડા પહેરી, ચદર ઓઢીને કે ચામડાનો કોટ પહેરીને વરસાદ ઠંડીથી રક્ષણ મેળવે છે. મિલમના હવા પાણી અત્યંત ઠંડા છે. ગામની બે બાજુ બે મોટી વેગવતી નદીઓ અને અનેક ઝરણા વહે છે, તેનું જળ એટલું તો ઠંડુ છે કે તેમાં હાથ નાંખતા અગ્નિના દાહ જેવી બળતરા થાય છે. નદીઓનો પ્રવાહ અતિ ઉગ્ર રીતે વહે છે ને તેમાં પથ્થર તથા બરફના ચોસલા ઉછળે છે.

મિલમ પહાડની નીચે સપાટ મેદાનમાં વસેલું છે, તેની ફરતા મોટા મોટા બરફ આચ્છાદિત પર્વતો છે. અહીં વૃક્ષ વનસ્પતિનું નામ નથી પણ વડના પાંદડા જેવડા એક જાતના ઘાસના પાંદડા વાળું ઘાસ તથા બોરડીના ઝુંડના ઝુંડ સર્વત્ર ઉભા હોય છે. ઘાસના પત્તા કોઇ કામમાં વપરાતા નથી, બકરા ઘેટા ઝપુ કે ખચ્ચર પણ તે ખાતા નથી પરંતુ બોરડીના ઝાડ બળતણ તરીકે વપરાય છે. મિલમમાં ભોટીઆ લોકો રહે છે ત્યાં સુધી

એટલે ચાર માસ પર્યંત સ્કુલ તથા પોસ્ટ ઓફિસ રહે છે. પોસ્ટ ઓફિસની તો ગઇ સાલથીજ ગોઠવણ કરવામાં આવી છે. ગામમાં બબ્બે માળના મકાન છે ને પ્રત્યેક મકાનની લગોલગ વાડો છે જેમાં આલુ–બટેટા, જવ તથા ઓગલ (ફરાળી દાણા) થાય છે. ગામમાં કોઇ સીધા રસ્તા નથી પણ આડી અવળી કેડીઓ છે. કેડીઓમાં અને ગામના પાદરમાં મળ મૂત્ર વિષ્ટા ચામડા હાડકા પડેલા હોય છે તેથી ચાલનારને સહજ રીતે ત્રાસ છૂટે છે. મિલમની નિકટ ફરતી ખેતીની જમીન છે, જેમાં ભોટીઆ લોકો ઓગલ જવ બટેટા વાવે છે. મિલમથી ચાર માઇલ-પર ગૌરીગંગાનું મૂળ–ગ્લેશીઅર છે ને તેની પાસે શાંડિલ્ય કુંડ છે. ઉન્નત પર્વતોની નીચેના બરફના ઢગમાંથી નીકળતી ગંગાનું મુખ તથા તળાવ જેવડા વિશાળ કુંડના નિર્મળ જળની અલૌકિક શોભા નિહાળવા જેવી છે. કુંડ જવાનો માર્ગ વિકટ છે, માર્ગમાં કઇંક પહાડ ધસી પડેલા છે ને અનેક મોટા મોટા ઝરણા પાર કરી જવું પડે છે. જન્માષ્ટમીના દિવસે ભોટીઆ લોક શાંડિલ્ય કુંડ સ્નાન કરવા જાય છે. શાંડિલ્ય કુંડની સામેના પહાડપર સૂર્યકુંડ છે પણ ત્યાં જવું તો અતિ જોખમી હોવાથી ભાગ્યેજ કોઇ જાય છે. મિલમના હવા પાણી બહુ ઉત્તમ ગણાય છે. કુદરતના શોખીન એવા કોઇ કોઈ અંગ્રેજ અહીં બરફવાળા પહાડો તથા ગૌરીગંગાનું ઉદ્‌ગમસ્થાન–મૂળ જેને તે લોકો ગ્લેશીઅર કહે છે તે જોવા આવે છે. મિલમ સમુદ્રની સપાટીથી ૧૧૦૦૦ ફુટ ઉંચુ ગણાય છે ને બદ્રીનારાયણની બરાબર હરોળમાં તદ્દન નજીક હોવાનું કહેવાય છે. અહીં ભાંગેલી તૂટેલી નાની નાની ઓરડી-ઓવાળી ત્રણેક ધર્મશાળા છે પણ કોઇ દુકાન નથી, છતાં ભોટીઆ લોકોને ત્યાંથી લોટ દાળ ઘી ગોળ બટેટા નિમક સત્તુ

વગેરે ખોરાકની ચીજો વેચાતી મળી રહે છે, માત્ર દૂધ અહીં મળી શકતા નથી. અહીં લોકો મકાનના ખુલ્લા બારી બારણા મૂકી સુઇ રહે છે છતાં કયાંય કદાપિ ચોરી થતી નથી તેમ કીડી કે માખીનો ઉપદ્રવ પણ બિલકુલ નથી.

## ભોટીઆ લોક.

જે લોક દિવ્ય સ્થળે પહોંચાડવામાં પરમ સહાયક છે, જેની સહાયતા વિના સાધન સંપન્ન પુરૂષથી પણ મિલમથી આગળ ડગલું મૂકી શકાતું નથી તે ભોટીઆ લોકનો અત્રે પરિચય કરાવવો પરમાવશ્યક છે. ભોટીઆ લોક ક્ષત્રિય જાતિના હિંદુ છે. તેઓની સંખ્યા કુલ મળી ૨૦૦૦ ઘરની છે. હિમાલયમાં બદ્રીનાથ પાસેનાઆના ગ્રામમાં, ગરવ્યાંગમાં, ધર્મામાં અને મિલમમાં તેઓનો વસવાટ છે ને ખચ્ચર, ઝપુ (બળદ) ઘેટા અને બકરાદિ સ્થિતિ અનુસાર વધતા ઓછા રાખી તેનાપર પોતાનો માલ હિંદુસ્થાનમાંથી કાપડ કરીઆણું કોઠારયરી લાદે છે અને ટિબેટ લઇ જઇ વેચે છે અને બદલામાં ટિબેટમાંથી ઉન ખરીદી હિંદમાં વેચે છે. તેઓ કહે છે કે અમે મૂળ રજપુતાના પ્રાંતના વતની હતા. અમારૂં કુળ સિસોદીઆ રજપૂતનું છે. પાંચસો વર્ષ પહેલા અમારા મૂળ પુરૂષ અહીં આવેલા ને તેમણે આ પ્રદેશમાં લગ્ન સંબંધ બાંધી કાયમી વસવાટ કર્યો. આ પ્રદેશ અને અહીંનો વેપાર અમને અનહદ દુઃખદાયક લાગે છે પણ અમારા ઘરબાર વ્યવહાર વતન ભાષા વગેરે અહીંને લગતું હોવાથી હવે તે છોડી બીજે જવું પરવડે એમ નથી. ભોટ સાથે વેપાર

કરતા હોવાથી તેઓ ભોટીઆ કહેવાય છે તેમ જુવારમાં રહેતા હોવાથી જુવારી તરીકે પણ ઓળખાય છે.

ભોટીઆ લોક સ્વભાવે ભોળા ભલા મહેનતુ ઉદાર અને સાહસિક છે. તેઓ સ્કુલમાં હિંદી ભાષા ભણે છે ને પત્રવ્યવહારમાં પણ તેનો ઉપયોગ કરે છે પરંતુ પરસ્પરમાં તથા ઘેરે બાળબચ્ચા સાથેની વાતચિતમાં તેઓ પહાડી ભાષામાંજ વ્યવહાર કરે છે. તેઓ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન વગેરે ક્રિયા કરાવે છે ને પુનર્લગ્નને ધિક્કારે છે એટલે કે વિધવા વિવાહ કરતા નથી તેમ કન્યા વિક્રય કે વૃદ્ધ લગ્ન પણ કરતા નથી. ગાય બ્રાહ્મણનો હૃદયથી સત્કાર કરી બનતી સેવા કરે છે. ઠંડા પ્રદેશમાં રહેવાથી અને ધર્મનું જ્ઞાન ન પ્રાપ્ત થવાથી સત્તુ ભાત દાળ શાક રોટલી સાથે માંસ મદ્ય પણ ખાય છે, ને સ્ત્રીઓ તથા પુરૂષો તમાકુ ખુબ પીએ છે. પહેરવેશ સ્ત્રીઓ અને પુરૂષો ઉભયનો મર્યાદીત તથા મજબૂત છે. ઠંડીને લઇ તેઓ ઉનના કપડા બનાવી પહેરે છે. કોઇ ભોટીઓ નવરો બેસતો નથી, કાંઇકને કાંઇક ઉદ્યમ કરતો જ હોય છે. પુરૂષો નવરા હોય ત્યારે ખેતી કરે છે અથવા ઉન લઇ હાથમાં ચકરડી વડે ફેરવી–વળ દઇ કાંતે છે અથવા બકરાપર જવ મીઠું લાદવાની ઉનની કોથળીઓ શીવતા હોય છે ને સ્ત્રીઓ ઘરમાં રસોઈ વગેરેનું કામકાજ કર્યા પછી તદ્દન સાદી અને સરળ શાળ ઉપર ઉનના કપડા વણે છે, ખેતરમાં કામ કરે છે અથવા જંગલમાં લાકડા લેવા જાય છે. ભોટીઆ સ્ત્રીઓ જે ઉનના સુંદર કપડા શાળપર વણી પોતાને ઘેર તૈયાર કરે છે તેજ શીવડાવી પુરૂષો પહેરે છે. પુરૂષો ચોરણી, પેરણ, બદન, અંગરખુ ને હાફકોટ પહેરી શિરપર સાફો બાંધે છે અથવા

ટોપી ઘાલે છે, ને સ્ત્રીઓ ચણીઓ, તેનાપર પછેડી જેવું ખભામાં ભેરવેલું ઉનનું વસ્ત્ર, ખંડી અને માથે કુચલી ઓઢે છે. સ્ત્રીઓ ભલી મહેનતુ અને અત્યંત મર્યાદશીલ સ્વભાવની છે. સ્ત્રીઓ સૌભાગ્યના ચિન્હ તરીકે નાકમાં મોટી નથ પહેરે છે ને કપાળમાં કંકુની સીધી જાડી લીટી-તિલક કરે છે. ઘણાખરા ભોટીઆઓ ટિબેટીઅનો સાથેના સંસર્ગથી આચારહીન થઈ ગયા છે તોપણ શિરપર ચોટલી રાખે છે, બાબરી તો કયાંય કોઇના શિરપર જોવામાં આવતીજ નથી. ભોટીઆઓ દિવસમાં બપોર અને સાંજ એમ બે વખત જમે છે પણ દૂધ સાકર વિનાનો મીઠામાં ઉકાળેલો ચા ત્રણ વખત પીએ છે. તેઓ ઠંડા પ્રદેશમાં જન્મેલા તથા ઉછરેલા હોવાથી ગરમી સહન કરી શકતા નથી. તેઓ કે તેઓની સ્ત્રીઓ અને છોકરાઓ ગરમ જગ્યામાં રહે છે તો બિમાર પડી જાય છે. હિંદુસ્થાનમાં માલ ખરીદવા માટે તેઓ આવે છે તે પણ શિયાળામાંજ આવે છે, કદાપિ ઉનાળામાં આવતા નથી. તેઓના શરીરનો વાન સફેદ છે પણ બરફવાળા પ્રદેશમાં રાત દિવસ રહેવાથી તેઓની શરીરપરની ચામડી બળી જાય છે અર્થાત્ કાળી પડી જાય છે. તેઓના ચહેરા ચપટા ને બહુધા ટિબેટીઅનોને મળતા છે.

## સમયનો સદુપયોગ.

જયારે અમે મિલમ આવ્યા ત્યારે ભોટીઆઓએ અમને જણાવેલું હતું કે તમારે અહીં પંદર દિવસ રહેવું પડશે. અહીંના ઠંડા હવા પાણી તેટલો સમય દરમ્યાન સેવશો તો કૈલાસ

માનસરોવરના હવા પાણી તમારાથી સહજ ખરદાસ થઇ શકશે. પખવાડિયા દરમ્યાન ઉંટાધુરાનો રસ્તો જે બરફથી આવૃત્ત છે તે ચાલવા જેવો થઇ જશે. ટિબેટ સરકારનો દૂત તે વિષે ખબર લઇ આવશે ને અહીંના પ્રધાન સાથે કોલકરાર–લખાણ કરી પરવાનગી આપશે પછી અમે ટિબેટ તરફ રવાના થઇશું ત્યારે તમે નીકળી શકશો. બે ત્રણ દિવસ તો આરામ લઇ આસપાસના સ્થળોનું અમે નિરીક્ષણ કર્યું પણ પછી સમય નકામો જવા દેવાનું ઠીક લાગ્યું નહિ. મુંબઇમાં અગત્યના વિષયપર ત્રણ ચાર પુસ્તક લખવાની તીવ્ર ઇચ્છા હતી ને તે એકાંત વિના બરાબર લખી શકાય એમ નહોતું તેથી સમયની અનુકૂળતા માટે લખવાનું મુલત્વી રાખ્યું હતું. મિલમમાં એકાંત તથા અનુકૂળતા મળવાથી પુસ્તક લખવાનો પ્રારંભ કર્યો. પ્રથમ "હિંદુ કર્તવ્ય" નામક પુસ્તક લખવાનું શરૂ કર્યું ને તે અઠવાડિયામાં પૂરૂં કર્યું એટલે બીજું "મનુષ્ય ધર્મ" નામનું પુસ્તક લખવા માંડયું ને તે પણ આઠ દિવસે સમાપ્ત કર્યું. ઘેરથી નીકળતી વખતે કાગળ ખડીઓ કલમ શાહી વગેરે લખાણના સાધનો અમે સાથે લીધા હતા પણ પછી બીજા નિરૂપયોગી સુતરાઉ કપડાદિ સામાન કોરા કાગળો સાથે આલમોરામાં લાલા કુંદનલાલને ત્યાં એવું સમજીને રાખી દીધા કે હવે લખવાનો અવકાશ મળી શકવાનો નથી. બે પુસ્તક લખવા જેટલા કાગળો મુશીબતે મેળવ્યા પણ ત્યારબાદ મોઢે માગ્યા પૈસા ખરચવા છતાં મળ્યા નહિ એટલે "તત્વામૃત ભાગ ૨ જો" વિચારી રાખ્યો હતો તે લખી શકાયો નહિ.

પ્રાતઃકાલે નિત્ય વહેલા ઉઠી પુસ્તક લખવાનું કાર્ય થતું હતું. દશ વાગે ને કંઇક સૂર્ય તપે (સૂર્યોદય ન થાય અને

વરસાદ વરસતો હોય તોપણ ) ત્યારે અડધે માઇલ અંગ્રાજી તટે અથવા એક માઇલ દૂર ઝરણાપર શૌચ સ્નાન કરવા જતા હતા. જો તડકો હોય તો સચૈલ સ્નાન કરતા નહિતર અભ્યંગ સ્નાન, ટુવાલ ભીંજવીને શરીર લૂછી કપડાં ધોઇ નાંખતા હતા. સાબુ સાથે હતો તે વપરાઈ ગયો હતો, બીજો મળતો નહોતો તેથી સાબુ વિના પેરણ ધોતીયું પાણીમાં બોળી જરા સખસખાવી નીચોવતા તોપણ પાણી એટલું અસહ્ય ઠંડુ હતું કે એક ધોતીયું ધોતા ત્રણ વખત હાથ કોરા કરી તેની વિંછીના ડંખ જેવી વેદના નિવારવા માટે પરસ્પર ઘસવા પડતા હતા. સ્નાનથી પરવાર્યા બાદ ગીતાજીના એક અધ્યાયનો તથા વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરી રસોઇના કામમાં લાગી જતા. હમેશા બનતા સુધી એક વખત રસોઈ કરતા ને રાત્રે પાક કે સત્તુ વગેરેની કોરડ કરી ચલાવતા. રસોઇનો ક્રમ એવો રાખ્યો હતો કે એક દિવસ રોટલી ને શાક, બીજે દિવસ કંદ્રા ખીચડી ને ત્રીજે દિવસ દાળ ભાત એમ અનુક્રમે રાંધી જમતા. મિલમમાં બળતણના લાકડા કે જે લકડી નામથી ઓળખાય છે તે મેળવવાની બહુ મુશ્કેલી પડે છે. મુશિબતે મેળવ્યા પછી પણ લાકડાં લીલા હોવાના કારણે બળતા નથી ને ધુંમાડો કરી મૂકી ગુંગળાવે છે. અતિશય ટાઢને લઇ આ તરફ મકાનો ગુફા જેવા બનાવવાની પ્રથા છે, મુખ્ય દ્વાર સિવાય બીજા ભાગ્યેજ બારી બારણા હોય છે તેથી ધુંમાડો ઘર બહાર નીકળી શકતો નથી. કેટલીકવાર તો ત્રણ ત્રણ કલાક તપ તપતા છતાં રસોઇ-દાળ ભાત તૈયાર થતાં નહિ. લીલા લાકડા તથા બરફ જેવા ઠંડા પાણીને લીધે પણ દાળ ચડે નહિ એ સ્વાભાવિક છે. એક બદ્રી નાથમાં અને બીજું મિલમમાં રસોઇ માટે અમારે પારાવર અગ

વડ સહેવી પડી. ભોજન કાર્યથી નિવૃત્ત થયાં બાદ થોડો વખત વામકુક્ષી કરી પુસ્તક લખાતું ને પાંચ વાગવાનો સમય થતો એટલે ગંગા તટે અથવા બીજે રસ્તે ફરવા જતા. એકાદ માઇલ ચાલ્યા પછી સુંદર દૃષ્યવાળા શાંત એકાંત સ્થળે અડધો કલાક કે કલાક બેસતા ને પ્રભુ સ્મરણ, પંચદેવ સ્તોત્ર તથા પદ કીર્તન ગાતા. સાત બજવાને સમયે પાછા ફરી ભોટીઆઓ સાથે કચેરીમાં ( તેઓ સૌ વખત પસાર કરવા માટે ધર્મશાળા કે જે કચેરી નામથી ઓળખાય છે ત્યાં ઉન કાંતવાનું ત્રાકડું કે થેલી શીવવાનું કપડું લઇ દિવસના ઘણોખરો સમય બેસે છે ત્યાં ) રૈકાઇ નવીન ખબર અંતર પૂછી પ્રસંગને અનુસરતી વાતો કરી ઉતારે આવતા ને હાથ પગ ધોઇ પાક કે સત્તુ વગેરેનો નાસ્તો કર્યા બાદ પ્રભુ સ્મરણ કરી સુઇ જતા અથવા મીણબત્તીના પ્રકાશમાં લખવા બેસતા.

રાત્રે કયાંય કદાચિત્ અંધારાના જવું આવવું કે રસ્તે ચાલવું પડે તો અડચણ ન આવે માટે અમે વિજળીની બેટરી સાથે રાખી હતી પરંતુ એક વર્ષ પહેલાં દોઢસો રૂપિયા ખર્ચી ખાસ માનસરોવરના દૃષ્યોના ફોટા લેવા સારૂ કેડોકનો કેમેરા ખરીદી ઘરમાં રાખ્યો હતો તે આવડતના અભાવે સાથે ન લીધો તેથી હમેશાં સંતાપ થયા કરતો હતો કે જો તે સાથે લીધો હોત તો નૈનિતાલ આલમોરા સિમલા બદ્રીનાથ અને મિલમાદિ નૈસર્ગિક રમણીય સ્થળોના અવશ્યમેવ ફોટા ખેંચત ને વતનમાં સ્નેહી મિત્રોને બતાવી પુસ્તકમાં પણ મૂકી શકત.



# મિશનમાં જનહિતકારી પ્રવૃત્તિ.

સાંજે થોડો સમય ભોટીઆઓ સાથે બેસતા ને વાતચિત કરતા. વાતચિતના પ્રસંગમાં કેટલાકને અમે નાસ્તિકની માફક કુતર્ક કરતા જોયા. વર્ણાશ્રમ શા માટે ? મૂર્તિપૂજા શ્રાદ્ધાદિમાં શું દૈવત છે ? ગંગા યમુના પણ નદીઓ છે છતાં લોકો શા માટે અંધશ્રદ્ધાથી તીર્થોમાં ભટકતા હશે ? હિંદુ ધર્મના રીતરિવાજ કોઇ કોઇ ખરાબ છે ને યુરોપીઅનોના કેટલાક સારા છે તો શા માટે તે ન સ્વીકારવા ? શ્રીકૃષ્ણ અને ક્રાઇસ્ટ બન્નેને એક કેમ ન ગણવા ? વગેરે વિચિત્ર તર્કોનું ઉત્તર અમે દાખલા દલીલો પ્રમાણો આપીને આપતા પરંતુ હિમાલય જેવા પરમ પવિત્ર અને એકાંત પ્રદેશના વતની હિંદુઓના મુખથી આવા કુતર્ક સાંભળી અમને અતિ ખેદ થયો. ઋષિ મુનિ સેવિત આ દેવતાઇ ભૂમિના સંતાનોના હૃદયમાં આવા દુષ્ટ વિચાર ઉત્પન્ન થવાનું અવશ્ય કંઇક કારણ હોવું જોઇએ એમ અમને લાગ્યું ને તે વિષે તપાસ કરતાં પત્તો મળ્યો કે પેલા પરોપકારના પુતળા ખ્રિસ્તી પાદરીઓ અને બાવા સત્યદેવના મિથ્યા ઉપદેશનીજ આ માઠી અસર છે. ખ્રિસ્તીઓએ પોતાની પાખંડ જાળ બિછાવી તેમાં ઉત્તમસિંહ નામના એક ભોટીઆને સપડાવી, ખ્રિસ્તી બનાવી આ તરફ અનેક વખત ઉપદેશ આપવા મોકલેલ ને તેણે ભોટીઆઓને હિંદુ ધર્મ વિરૂદ્ધ સમજાવી સ્કુલમાં ભણતા બાળક વિદ્યાર્થીઓને બાઇબલ શિખવવાનું પણ ઠરાવેલ છે. સ્વરાજ્યને નામે અગડં બગડં બોલી કટોકટીના સમયે અદૃશ્ય થઇ જનાર ઢંગધડા વિનાનો પેલો જાડો બાવો સત્યદેવ જે પોતાને સ્વામી

સત્યદેવના નામથી ઓળખાવે છે ને બૌદ્ધ મતનો કહેવરાવે છે તે ટિબેટ જતાં અહીં થોડા દિવસ રોકાયેલ તેણે પણ હિંદુ ધર્મની નિંદા કરી પાખંડવાદ ઉપદેશ્યો હતો.

બદ્રીનાથથી પાછા ફરી અમે આલમોરા અઠવાડિયું રોકાયા તે દરમ્યાન હમેશાં સવારે અને સાંજે ફરવા જતા હતા. એક દિવસ વાગેશ્વરને રસ્તે જતાં એક પહાડીએ કહ્યું કે સ્વામી સત્યદેવ અહીં છે ને આ મકાનમાં રહે છે. એ વિચિત્ર મૂર્તિનો અમને લંડનમાં, ડહેરાડુનમાં, મુંબઇમાં તથા બેલગામ કોંગ્રેસ પ્રસંગે જતાં પુના સ્ટેશનના પ્લેટફોર્મમાં એમ અનેક વખત સારી પેઠે પરિચય થયેલો હોવાથી હવે ઠોકર વાગતા તેના વિચાર કોઇ રીતે સુધર્યા કે નહિ, તેમ તે આ સ્થળે બેસી શું કરે છે? એ જાણવાની ઇચ્છાથી તેના મકાનમાં અમે દાખલ થયા. અમે તેની પાસે જઇ બેઠા ત્યારે તે મહાપુરૂષ અગત્યના કામમાં રોકાયલા હતા. પોતાને આંખે બરાબર સૂઝતું નથી કે પછી હાથે લખતાં આવડતું નથી ગમે તેમ હોય પરંતુ તેણે એક છોકરાને પગારદાર રાખી "હિંદુ સંગઠન" પર પુસ્તક લખાવવા માંડયું હતું. કૈલાસ માનસરોવરને લગતી જરાતરા વાતચિત કરી અમે તેને પૂછયું કે સ્વરાજ્ય તથા હિંદુ પ્રજાના રક્ષણ માટે હવે તમારા શા વિચાર છે! સત્યદેવે ઉત્તર આપ્યો કે હિંદુસ્થાનમાં જયાં સુધી હિંદુઓની નાતો-જાતો છે, હિંદુઓ ધર્મને નામે વહેમને માને છે અને સ્પર્શાસ્પર્શ, ખાન-પાન તથા રોટી-બેટી વ્યવહારને વળગી રહ્યા છે ત્યાં સુધી તેઓની ઉન્નતિ કદાપિ થઇ શકવાની નથી. પ્રથમ તો જાતિ વર્ણ ખાનપાનના ભેદ નીકળી બધુંય એક થવું જોઇએ. હિંદુઓની

આવી મૂખતા માટે મને હિંદુસ્થાનમાં જન્મવા બદલ શરમ આવે છે વગેરે. તે પાપાત્માએ હિંદુઓની તથા સનાતન ધર્મની આ પ્રકારે નિંદા કરી એટલે અમને અત્યંત ક્રોધ વ્યાપ્યો. અમે તેને કહ્યું કે તમે હિંદુઓની જાતિ અને વર્ણો તોડી સનાતન ધર્મનો નાશ ઇચ્છો છો તે કદાપિ બનનાર નથી. હિંદુઓની જાતિઓએ તથા સનાતન ધર્મે તો હિંદુઓને હજારો સંકટોમાંથી બચાવી અદ્યાપિ પર્યંત જીવાડયા છે. તમારા જેવા હજારો પાખંડી નાસ્તિકો થઇ ગયા પણ તેઓ પોતેજ ઉખડી ગયા કિંતુ હિંદુ ધર્મનો વાળ વાંકો કરી શકયા નથી. જો તમે આ દેશમાં જન્મ્યા તેથી શરમાવછો ને યુરોપ માટે અભિમાન હયો છો તો શા માટે યુરોપ જઇ રહેતા નથી? વગેરે સંભળાવી ચાલી નીકળ્યા. કહેવાનું તાત્પર્ય કે ઉક્ત ભ્રષ્ટ વિચારના બાવા સત્યદેવે મિલમના ભોટીઆઓને ઉપદેશ કર્યો તેથીજ તેઓના ચિત્ત ચલિત થયેલા છે માટે યોગ્ય અવસર સમજી તેનો ઉપાય કરવો જોઇએ એમ મનમાં લાગી આવ્યું.

બાબુ વિજયસિંહજીને ભાષણ અમુક દિવસે ગાખવા વિષે કહી તમામ ભોટીઆઓને એકત્ર કરવા કહ્યું. તે સજ્જને અશાડ સુદિ ૬ ને શનિવારે કચેરીમાં સભા બોલાવી એટલે અમે પ્રથમ "મનુષ્ય ધર્મ" ઉપર વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાન શ્રવણ કરી ભોટીઆઓ બહુ પ્રસન્ન થયા ને જેઓ કામકાજને લઇ સભામાં આવી શકયા નહોતા તેઓને પશ્ચાત્તાપ થયો. ભોટીઆઓની વતી સ્કુલ તથા પોસ્ટના માસ્તર ઉત્તમસિંહજી કે જે ઘણા લાયક વિદ્વાન સજ્જન છે પણ પાખંડીઓના ઉપદેશ તથા સંસર્ગથી જેનું ચિત્ત જરા ડગમગેલું છે તેમણે અમારો ઉપકાર માની બીજા બે ત્રણ વ્યાખ્યાનો આપવાની માગણી કરી. તેઓનો ભાવ સ્વીકારી અમે

બીજું વ્યાખ્યાન અશાડ વદિ ૭ ને રવિવારે "અક્ષર પુરૂષાર્થ અને ભક્તિ" એ વિષય ઉપર બાબુ વિજયસિંહજીના પ્રમુખપદે આપ્યું. પહેલાના ભાષણ કરતા આની વિશેષ અસર થઇ, ત્રણ ચાર જણાઓએ દારૂ નહિ પીવાની પણ પ્રતિજ્ઞા લીધી. અહીંની સ્કુલના સહાયક માસ્તર તરીકે કામ કરનાર પંડિત કેશીદત્તજી જે પોતે બ્રાહ્મણ જાતિના હોઇ સનાતન ધર્મપ્રેમી ઉત્સાહી પુરૂષ છે તેમણે ઉપકાર માનતા જ્યાં સુધી અમારે મિલમમાં રહેવાનું બને ત્યાં સુધી બબ્બે દિવસે ઉપદેશ આપવાની માગણી કરી અને અશાડ વદિ ૧૧ ને ગુરૂવારે "બ્રહ્મચર્ય અને વિદ્યાનો મહિમા" એ વિષયપર વ્યાખ્યાન આપવાનું ઠરાવ્યું. તદ્વત્ તે દિવસે ભાષણ કર્યું, એથી ભાવિક ભોટીઆઓના હૃદયપર ધારેલી શુભ અસર સારી પેઠે થઈ. હવે અમે પંડિતજીના નામે પંકાયા પૈસા ખર્ચતા જે ચીજ અમને મળતી નહોતી તે એની મેળે રોજ એક એક બબ્બે ભોટીઆ ગૃહસ્થ તરફથી રસોઇના પદાર્થ આવવા લાગ્યા. અમે ઘણી આનાકાની કરવા માંડી તોપણ તેઓએ કહ્યું કે તમે અમારા અતિથિ એટલે દેવ છો માટે અમારે કિંચિત્ પણ તમારો સત્કાર કરવો જોઇએ એમ કહીને પરાણે તેઓ ચોખા આટો દાળ ખાંડ ગોળ ખાંડ મસાલો લાકડા વગેરે મોટા થાળ ભરી આપી જતા હતા. હવે પછીનું વ્યાખ્યાન સ્ત્રીઓ માટે "સ્ત્રીઓનો ધર્મ" એ ઉપર રાખવાનું હતું એટલામાં ટિબેટ સરકારનો દૂત આવ્યો. તેણે કોલ કરાર-લખાણ કર્યું એટલે ભોટીઆ વેપારી ટિબેટ જવા તૈયાર થઇ ગયા. ભાષણનો વ્યવસાય બંધ કરી અમે પણ સતુ પાક લોટ વગેરે ખોરાકીના પદાર્થ એક માસ ચાલે તેટલા પ્રમાણમાં પોતાંની સાથે રાખી લઇ ઉપડવા સારૂ અધીરા બન્યા.

## ઉંટાધુરા કિંવા બરફમય જગત્.

મિલમથી એક પછી એક ભોટીઆ જવા લાગ્યા. પ્રથમ નવ ભોટીઆ ગયા તેઓમાંથી આઠ બરફમાં ડૂબી જતા બેહોશ થઇ ગયાના સમાચાર મળ્યા તો પણ અમને જરાય ભય લાગ્યો નહિ. ઉંટાધુરા જયન્તિ અને ડુંગરી વીંગરી પાર કરીને ટિબેટમાં પ્રવેશ કરવો એજ ખરો વિજય--નવો અવતાર અથવા માનસરોવરની યાત્રા સિદ્ધ થઇ એમ માની લેવાય છે, માટે જ્યારે ભોટીઆ વેપારીઓ ટિબેટ જવા મિલમથી ઉપડે છે ત્યારે ઘરમાં ઉત્તમ ચીજ બનાવી જમે છે, સારા કપડા પહેરે છે, કપાળમાં કંકુનું તિલક કરી અક્ષત ચોડે છે, ડુમરા નામના ઢઢ ઢોલ ત્રાસા વગાડે છે ને તેના લાગતા વળગતા થોડે દૂર સુધી તેઓને વળાવા જાય છે. અમને અમારા પોતાને માટે જીવન મરણની લેશપણ દરકાર ન હતી. માત્ર પિતા અને બાળ બચ્ચાની હતી, તેથી કદાચ ઉંટાધુરાની ગોદમાં રોકાઇ જવાય તો દિલાસારૂપ છેલ્લો પત્ર લખી સાથે રાખ્યો હતો. બાબુ વિજયસિંહજી પોતે જાતે વૃદ્ધ થઇ ગયા હતા તેથી તેણે બે વર્ષથી ટિબેટ જવાનું બંધ રાખેલું હતું પણ તેના ભાઇ જુવારસિંહજી, તેનો પુત્ર જશપાલ અને ભાગીદાર માણસો વગેરે જતા હોવાથી તેઓને તેણે અમારા વિષે સંભાળીને સાથે લઇ જવાની ભળામણ કરી અમારો બોજો ઉપાડવા સારૂ ખચ્ચરની ગોઠવણ કરી આપી. વાસણ માંજી પાણી ભરવા બદલ કામ કરનારી બાઇને રૂ. ૩) આપી રાજી કરી તેમ વિજયસિંહજીએ મુનશ્યારીથી મિલમ સુધી કુલી આપેલ તેની મજુરીના રૂ. ૩ તથા પગરખાના રૂ. ૨૧ મળી રૂપિયા સવા

પાંચ આપી દીધા. આવતી કાલે એટલે શ્રાવણ સુદિ ૧ ને મંગળવારે ( તા. ૨૫-૭-૨૫ ) નવ વાગે પ્રયાણ કરવાનું હોવાથી અમે તે દિવસે સવારે વહેલા ઉઠી રસોઇ કરી લીધી અને રસોઇ તૈયાર થતાં તેને ઢાંકી ઝરણે જઈ શૌચ સ્નાનથી પરવારી પ્રવાસનો પોશાક પહેરી તૈયાર થયા. વિજયસિંહજીનો માણસ સામાન લેવા આવ્યો, સામાન ખચ્ચરોપર બંધાયો કે તુરતજ અમે જમી લઇ સૌને રામરામ કરી પ્રભુનું સ્મરણ કરતા થકા વાજતે ગાજતે જુવારસિંહજી સાથે રવાના થયા.

અમને વળાવા આવેલા ગૃહસ્થો પૈકી માસ્તર ઉત્તમસિંહજી, પંડિત દેવીદત્તજી, બાબુ રતનસિંહજી વગેરે અડધો માઇલ ધાર સુધી આવ્યા પછી અમે તેમને વિનયથી રોકી રજા લઇ રામરામ કર્યાં. તેઓ પાછા ફર્યા પછી અમે ઝડપથી ચાલવા માંડયું એટલે ઢોલ ત્રાસા વગાડવાવાળા ડુમરા પણ રોકાઇ ગયા. ભોટીઆઓની સ્ત્રીઓ ઢોલ ત્રાસા વગાડી સીલાઇનું કામ કરનારા આ ડુમરા-ઢેઢો ને ખુબ દારૂ પાઇ તૃપ્ત કરે છે તેમ ડુમરાઓ દારૂથી સંતોષ પામી તાનમાં આવી જઇ અતિ જોરથી ઢોલ વગાડે છે. રસ્તો ગંગાને કાંઠે કાંઠે જતો હતો, કયાંક તૂટેલો કયાંક બરફ વાળો અને કયાંક લપસણો હતો. ત્રણેક માઇલ રસ્તો વધારે ખરાબ જોખમી હતો તેથી ત્યાંસુધી વિજયસિંહજી અમને પહોંચાડવા આવ્યા હતા, બાદ તેઓ અમારા વિષે સારી પેઠ ભલામણ કરી પાછા ફર્યા. અમારી સાથે વિજયસિંહજી-ના ૧૪ ખચ્ચર તથા પાંચ માણસ હતા તેમ બીજા તેમના સંબંધી હરિસિંહ અને તેમના ખચ્ચરો પણ હતા. હરિસિંહને દારૂ પીવાનો બહુ શોખ હતો, તેણે ખાસ દારૂની પેટી સાથે રાખી

હતી ને તેને ઉપાડવા માટે એક માણસ પણ પોતા સાથે લીધો હતો. હરિસિંહ અને જીવારસિંહ બન્ને થોડે થોડે વખતે દારૂ પીતા ચાલતા હતા. દારૂ પ્રત્યે અમારો સખ્ત ધિક્કાર છે એ તેઓ સારી પેઠે જાણતા હતા તેથી અમને જોતા બહુ સંકોચાતા અને કહેતા કે ભાઇ સાહેબ તમે કહો છો તેમ આ અમને અતિ ખરાબ ટેવ છે, તેના સેવનથી અમને ઘણું ઘણું નુકશાન થયું છે ને થાય છે છતાં છોડી શકતા નથી એ અમારા કમભાગ્ય છે. બીજા પણ દારૂથી બેભાન બની ચાલનારા અનેક ભોટીઆ-ઓને ગબડી પડતા અમે ઘણીવાર જોયા છે. સમજે છે કે દારૂથી સહન કરવું પડે છે છતાં ટેવને આધીન થયેલા તેઓ તે દુષ્ટ વ્યસનને ત્યજી શકતા નથી. બાબુ વિજયસિંહજી તથા તેમના કુટુંબી તેમના જેવાજ ગુણવાન્ બાબુ ભોવાનસિંહજી દારૂ તમાકુના વ્યસનથી તદ્દન મુક્ત છે એટલુંજ નહિ પણ ભોવાનસિંહજી તો માંસ સુદ્ધાં ખાતા નથી એ ખરેખર જળમાં રહી જળને સ્પર્શ ન કરવા જેવું શ્રેષ્ટ હોઇ ધન્યવાદને પાત્ર છે. ચાર માઇલ ચાલ્યા પછી જીર્ણ પૂલ (બે જુના પુરાના લાકડા એકત્ર બાંધેલા તેનો પૂલ) આવ્યો તેને સંભાળથી પસાર કર્યા બાદ અડધા માઇલની ચડાઇ ચડી મેદાન જેવા રસ્તાપર ચાલવા લાગ્યા. વરસાદ પડવો શરૂ થયો, શીતળ જળવાળા ઝરણા અને નાળા આવવા માંડયા તે પસાર કરતા પગ લથડાતા—ખેંચાઇ જતા નીચે ખીણમાં કે નદીમાં ગબડી પડવા સંભવ હતો. રસ્તાની ડાબી તરફના પહાડો તો તદ્દન કાચી માટીના હતા ને પડું પડું જેવા ભયાનક લાગતા હતા. જો તે દુર્દૈવે પડે તો નીચે ચાલનાર મનુષ્યો તત્કાળ ચકદાઇને મરીજ જાય. લગભગ છ માઇલ

ચાલી એક નાનકડા મેદાનમાં જે બાલથંગ નામથી ઓળખાય છે ત્યાં સાંજે છ વાગે પહોંચી તંબુ નંખાવી મુકામ કર્યો.

બાલથંગમાં લકડી કે ઘાસ મળતા નથી તેથી ભોટીઆ લોકો મિલમથી કોથળામાં ભરી સાથે લાવે છે. જુવારસિંહજીના માણસે લકડી સળગાવી ચા તૈયાર કર્યો તે તેઓ સત્તુ સાથે પીવા લાગ્યા એટલે અમે પણ કોફી બનાવી પકવાન ખાઈ પાણી પીધું. અહીંનું પાણી આબેહુબ ઘાટા ગુલાબી રંગ જેવું ઔર-વર્ણનું હતું. રાત આખી વરસાદ પડયો ને ઠંડી અતિશય રહી તેથી ક્ષણપણ નિદ્રા આવી નહિ. કોફીના પ્રતાપે નિદ્રા ન આવી હોય તો તેમ પણ બનવા જોગ છે.

શ્રાવણ સુદિ ૨ ને બુધવારે સવારે વહેલા શૌચથી પરવારી કોફી પી, બદામ કીસમીસ ટોપરૂ સાકર તીખા વગેરે ખીસામાં નાંખી ચાલી નીકળ્યા. આજે જગતપરનો સૌથી વિકટમાં વિકટ રસ્તો પસાર કરવાનો હતો. જો જીવ્યા તો પ્રભુનો પરમ અનુગ્રહ-નવો અવતાર માનવાનો હતો. બાલથંગથી એક માઇલ ચાલ્યા પછી નદીપરનો કાદવ કીચડવાળો બે લાકડાનો બનેલો પૂલ પાર કરવો પડયો. આ પૂલની નજીકમાં મોટી શિલા-ગુફા છે જેની નીચે ભોટીઆ લોક આશ્રય લે છે. પૂલ ઓળંગી આગલ ચાલ્યા પછી ચડાઇ શરૂ થઈ. રસ્તો ચીકણો પથ્થરવાળો હતો. ઉપરથી પથ્થરો ખસી પડવાનો બહુ ભય લાગતો હતો. પહાડો બરફથી છવાયલા હતા ને નદીપર તો બરફના થરના થર જામેલા હતા. ધીમે ધીમે ચડાઇ ચડવા લાગ્યા, પણ ઠંડી તથા બરફની તીક્ષ્ણ હવાને લીધે એક એક મિનિટે શ્વાસ ચડી આવતો અને થાક ખાવા ઉભું રહેવું પડતું. બે માઇલની ચઢાઇ ચડી પર્વત ઉપર ગયા

એટલે મેદાન જેવી સપાટ ભૂમિ આવી. બરફ સર્વત્ર પથરાયલો હતો તે આગળીને તેમાંથી કઈક ઝરણા નીકળતા ને બાજુમાં વહેતી નદીમાં મળી જતા હતા. નદીના કાંઠે કાળી માટી હતી તેથી તેનું જળ કાળું લાગતું હતું.

થોડો વખત ઉંચા નીચા ટેકરા ખાડા અને બરફવાળી ભૂમિમાં ચાલ્યા પછી ઉંટાધુરા આવી પહોંચ્યા. ચડાઇ ચડી બરફમાં ચાલવાથી થાક બહુ લાગ્યો હતો. આગલે દિવસ બે ત્રણ વખત ગાડે જવાથી રાત્રે બરાબર જમાણું નહોતું તેથી ભૂખ પણ ખુબ લાગી હતી. ટોપરૂ સાકર તથા પીસ્તાના બુકડા મારતા હતા પણ તે લાંબા વખતના પડતર હોવાથી ખોરા થઈ ગયેલા એટલે ભાવતા નહિ. ઉંટાધુરા ચડતી વખતે ઘણા ભોટીઆ વેપારીઓનો સંગાત થઈ ગયો; કેટલાક પગે ચાલતા હતા ને કેટલાક ખચ્ચરોપર ચડી બેઠા હતા. ખચ્ચરપર ચડી બેસનારને જો ખચ્ચર ગબડી પડે કે બરફમાં ખુંચી જાય તોજ મુશ્કેલી હતી નહિતર પૂરતો આરામ હતો જ્યારે પગે ચાલવાવાળાની પૂરેપૂરે દુર્દશા હતી. ઉંટાધુરા ઉપર ચડવાનો આરંભ કર્યો. થાક ખાતા ખાતા હળવે હળવે ઉપર ચડવા લાગ્યા પણ અત્યંત આકરી ચડાઇ તથા બરફની તીક્ષ્ણ હવાને લઈ બિલકુલ આગળ ચલાતું નહિ. એક બીજાનું જોઇ, એક બીજાને હિંમત આપતા અને એકલા રહી જશું તો સ્વધામ પહોંચી જશું એવી બીકથી કઠણ થઇને ઉંટાધુરાની ટોચે બરફના ઢગમાં પહોંચી ગયા. અહીં અતિશય તીવ્ર ઠંડી હતી. ધુમસથી એક બીજાને જોઇ શકાતું નહિ. હાથ પગમાં મોજા પહેરેલા હતા તેમ કાનટોપીથી કાન ઢાંકેલા હતા. પગમાં જોડા અને પીંડીપર બેંડેજ બાંધેલા હતા તો પણ તે સઘળા અવયવો બહેરા ખોડ જેવા થઇ ગયા હતા. અમે ઉંટાધુરાના

શિખર ઉપર ચડી ગયા તેમ લગભગ સઘળા ભોટીઆ પણ ચડી આવ્યા છતાં અમારા સાથી ન આવ્યા તેથી ભારે ચિંતા થવા લાગી. થોડો વખત રાહ જોઇ બેઠા પણ બરફપર બેસવાથી હ્રદય મુઝાવા માંડયું, હાર્ટ ફેઇલ-હ્રદયબંધ થઇ જશે એવી ધાસ્તી લાગી એવામાં દૈવ કૃપાથી અમારા સાથી આવી ગયા એટલે પ્રભુનો ઉપકાર માની આગળ ચાલ્યા. હવે કેવળ બરફમાં ચાલવાનું હોવાથી સ્લીપર કે હોલબુટ કામના નહોતા. તે પહેરી ચાલવાથી તેમાં પાણી ભરાતું અને લપસી પડવાનો ભય રહેતો તેથી સ્લીપર કાઢી ઉનના જોડા પહેરી લીધા. ભોટીઆ લોકો આગળ નીકળી જશે તો રસ્તો અગમ્ય થતાં જીંદગી બચાવવી અશકય થઇ પડશે એમ ધારી જલ્દી ચાલવા માંડયું.

ઉંટાધુરાના શિખરપરથી તેના પેટામાં એક મોટો ખાડો ઉતરી બરફપર ચાલવું પડે છે. માણસ તો જેમ તેમ પડતો આખડતો ઉતરી જાય છે પણ ત્રણ ત્રણ બંગાળી મણ બોજો લાદેલા ખચ્ચરો તથા ઝપુ બેલને ઉતરવાનું બહુ દુઃખદાયક થઇ પડે છે. ઉંટાધુરાના પેટામાં, નીચે તથા સામેના પર્વતોપર બરફના થરો જામેલા છે. સર્વત્ર બરફમય જગત્ લાગે છે. ધુમસ અને વરસાદ જોત જોતામાં પડવા માંડે છે. સૂર્યનું તેજ પડતા ઉંટાધુરા અને તેની આસપાસનું દશ્ય ચંદ્રમાના નિર્મળ પ્રકાશ જેવું કિંવા નવા સફેદ વસ્ત્ર જેવું શ્વેત મનોહર લાગતું હતું. પ્રભુકૃપાથી માણસો તો તમામ ધુરો પસાર કરી ગયા પરંતુ વિજયસિંહજીના ચાર ખચ્ચરો બરફમાં ખુંચી એકદમ નીચે ગબડી પડયા ને તેનાપરનો સામાન બરફમાં પેશી ગયો. અહીંના ખચ્ચરો-એ અત્યંત મજબૂત પ્રાણી છે, તે ગમે તેવી વિકટ ચડાઇ ઉતરાઈ

પીઠપર બોજા સાથે સહજ રીતે ચડી ઉતરી જાય છે છતાં પણ બરફમાં તેના પગ ખુંચી જાય છે. તમામ ભોટીઆ તત્કાળ જુવારસિંહને મદદ કરવા લાગ્યા. તેઓ બરફમાં ખુંચેલો સામાન તથા એકદમ નીચે બરફમાં ગબડી પડેલા ખચ્ચરોને મહા મહેનતને અને જોખમે બેંચી બચાવી રસ્તાપર લાવ્યા. સામાન પાછા તેજ ગબડી પડેલા ખચ્ચરોપર લાદયો ને ઉંટાધુરાના પેટામાંથી નીચે ઉતરવા લાગ્યા. રસ્તો કાદવ કીચડ અને ખાડાવાળો બિલકુલ ઉપરથી નીચે પડવા જેવો ઢોળાવનો હતો. લાકડીના આધારે બચી બચીને ચાલી સપાટ જેવી ભૂમિપર આવ્યા. અમારી માન્યતા હતી કે આજે ભોટીઆઓ ઉંટાધુરા પાર કરી રોકાશે પરંતુ તેઓ રાત્રિ તો ન રોકાયા પણ નાસ્તો કરવાય અટકયા નહિ. થાકથી, રસ્તાની કઠિનતાથી તથા ભૂખ અને તરસથી અમો તદ્દન બેહાલ થઈ ગયા હતા, આગળ ડગલું પણ મૂકી શકવાની શક્તિ રહી નહોતી, આંખે અંધારા આવતા હતા તેથી બરફવાળી પૃથ્વીપર એક પથ્થર જોતા તેનાપર પાકનો નાસ્તો કરવા બેસી ગયા. અમે અમારા સાથી અને વિજયસિંહજીનો ભત્રીજો મંગળસિંહ ( જે એક મનમોજી, અક્કલનો બહાદૂર જુવાન્ છોકરો હતો, તે છતે ખચ્ચરે તેના પિતાએ અનેક વખત કહેવા છતાં ન બેઠો અને પોતાની નાદાનીથી બેહાલ થયો હતો તેને સાથે લઈ ) પકવાનનો નાસ્તો કરવા બેઠા. કડવું કરી પરાણે ખાવા છતાં પકવાન ભાવ્યો નહિ એટલે બરફનું મેલું પાણી જરા પીને ચાલી નીકળ્યા. અમારો સામાન ખચ્ચરોપર જુવાનસિંહ સાથે હતો તેથી અમારે રોકાવું પરવડે એમ નહોતું પણ જુવાનસિંહનો દીકરો મંગળસિંહ તો રોકાઇ ગયો.

હવે અમારે બીજો ધુરો ( પર્વત ) જયન્તિ પાર કરવાનો હતો. તે ઉટાધુરા જેટલો ઉંચો વિકટ કે બરફવાળો નહોતો પરંતુ અમે થાકેલા હોવાથી અસહ્ય જણાતો હતો. અમારાથી થોડું પણ ચાલી શકાતું નહોતું, એવામાં વરસાદ પડવા લાગ્યો, પાણીનો વરસાદ વરસ્યા પછી બરફનો વરસાદ શરૂ થયો, એતમિતામાં ધુમ્મસ છાઈ ગયો, રસ્તો તદ્દન બરફમય થઇ ગયો, શ્વાસ પ્રશ્વાસની ક્રિયા અતિ જોસથી ચાલવા લાગી, અમારો સાથી તથા હરિસિંહ ભોટીઆનો દારૂની પેટી ઉપાડી ચાલનાર નોકર બેસી ગયા એટલે અમો પણ બેસી ગયા. જયન્તિ એ એક નાનો પહાડ છે, વિશેષ કઠિન નથી, ભોટીઆ લોકો દૂર નીકળી જશે તો મૂશ્કેલ થઇ પડશે માટે સહનશીલ બનીને ચાલો એમ કહી અમો જયન્તિની ચડાઇ ધીમે ધીમે ચડી ઉપર પહોંચ્યા. વરસાદથી તથા બરફ ગળવાથી રસ્તો ચીકણો અને લપસણો હતો. પગ લપસતા પડી જવાની પૂરી ધાસ્તી હતી તેથી બહુ સંભાળીને ચાલવું પડતું. જયન્તિની ટોચે અડધો કલાક રાહ જોતા અમારા સાથી અને ભોટીઆ વેપારીનો નોકર દેખાયા એટલે અમે આગળ ચાલવા માંડયું. હવે ઉતરાઇ હતી. બરફ હોવા છતાં ઉતરાઇમાં ઝાઝો શ્વાસ ચડતો નથી. આસપાસ જોયું તો ભોટીઆ લોક જયન્તિ નીચે ન રોકાતા ત્રીજો ધુરો–કુંગરીવીંગરી ચડી રહ્યા હતા. અમે તથા ભોટીઆનો નોકર ઝડપથી ચાલી જયન્તિ ઉતરી કુંગરી વીંગરી ચડવાનો પ્રારંભ કરી શિલાપર અમારા સાથીની રાહ જોતા બેઠા. અડધો કલાક રાહ જોયા પછી અમારા સાથી આવ્યા, તેને કઠણ થઇ જલ્દી ચાલવાનું કહી કુંગરી વીંગરી ચડવા લાગ્યા.

કુંગરી વીંગરી ચડતા પહેલા પ્રથમ થોડી ચડાઇવાળા બરફ આચ્છાદિત રસ્તાપર ચાલવું પડે છે. ચાલતા ચાલતા બહુ શ્વાસ ચડે છે. થાક પણ અતિશય લાગે છે, પણ સાંજ પડવા આવી હોવાથી અમારે ગમે તે પ્રકારે ચાલ્યેજ છૂટકો હતો. આ વખતે પા કલાક તડકો નીકળ્યો. હિમાલયના ઉન્નત–અતિ ભવ્ય બરફયુક્ત શ્વેત પર્વતો તરફ દૃષ્ટિ કરી તેની અલૌકિક શોભા નિહાળતા નિહાળતા કુંગરીવીંગરીની ચડાઇ ચડયે જતા હતા. પા કલાક પછી તડકો અદૃશ્ય થયો ને વરસાદ પડવો શરૂ થયો. બરફ ઓગળી તેના ઝરણા સર્વત્ર વહેતા હતા. વનસ્પતિ વૃક્ષનું નામ નહોતું. ચારે પાસ શૂનશાન્ય દેખાતું હતું તેથી કાચા પોચા હૃદયનાને હિમાલયની ગહનતા અને ગંભીરતાથી ભય ઉત્પન્ન થાય તેમ હતું. કુંગરી વીંગરી પણ જયન્તિ જેવડો નાનકડો પર્વત હતો પરંતુ તેની ચડાઇ સીધી કડક હોવાથી થાકેલો માણસ ગભરાઇ જાય તેમ હતું. માણસ કરતા આવી ચડાઈપર ખચ્ચરોને ઘણું દુઃખ સહેવું પડે છે. એક ભોટીઆનું ખચ્ચર થાકવાથી રૂકયું હતું, પૂછડા તાણી મારવા છતાં તે કોઈ રીતે આગળ ચાલતું નહોતું. અમારી સાથેના કુલીએ જઇ મદદ કરી અને કાંઇ ખવરાવ્યું એટલે ખચ્ચર ચાલ્યું. અમે ત્રણેય ધીમે ધીમે ચડાઇ ચડી કુંગરી વીંગરીની ટોચે પહોંચી ગયા અને કૈલાસ પર્વતની જય બોલાવી એક તરફ હિમાલયનું અને બીજી તરફ ટિબેટના પહાડોનું નિરીક્ષણ કરતા બેઠા. પરમકૃપાળુ પરમાત્માએ ત્રણ ભયાનક–જીવલેણ પહાડો પાર કરાવી દીધા તે બદલ તેની મનથી સ્તુતિ કરી. કુંગરી વીંગરીથી કૈલાસના દર્શન થાય છે પણ સાંજ પડી ગઇ હતી ને ધુમસ હતો તેથી અમને દર્શન થયા નહિ એટલે

તેની દિશા તરફ અવલોકી દંડવત્ કર્યો. હિમાલય એ માતૃભૂમિ છે વળી તે પવિત્રમાં પવિત્ર પર્વત છે, હવે તેનો સંગ છૂટી જતો હોવાથી પુનઃ પુનઃ તેના દર્શન કરી આશીર્વાદપૂર્વક આજ્ઞા માગી. આ વખતે બિલકુલ સાંજ પડી ગઇ હતી ને અંધારૂં થવાની તૈયારી હતી. અડધો કલાક રાહ જોઇ બેઠા પણ અમારા સાથી આવ્યા નહિ તેથી બૂમો ઉપર બૂમો પાડી જલ્દી આવવા કહ્યું. અંધારૂં વધારે થતું જતું હતું, હજુ આગળ રસ્તો ચાર માઇલ કાપવાનો હતો ને સામે સમુદ્રના ફીણ જેવો શ્વેત બરફ અતિ વિસ્તારમાં રસ્તાપર છવાયલો દૃષ્ટિએ પડતો હતો. આટઆટલું કષ્ટ વેઠી જયારે અહીં સુધી પહોંચ્યા ત્યારે હવે થોડાક સારૂ અટકી જીંદગીનો ભોગ દેવો ઉચિત ન લાગ્યો. અમારા સાથી આવ્યા એટલે તેમને રસ્તાની વિકટતા સમજાવી જલ્દી ચાલવાનું કહી અમે ચાલવા માંડયું. અમારી સાથે ખચ્ચરવાળો ભોટીઓ અને કુલી હતા તેઓ અંધારાની બીકે બહુ દૂર નીકળી ગયા હતા. જો તેઓનો સંગ છૂટી જશે તો રસ્તો મળવો મૂશ્કેલ થશે અને અહીંને અહીં અંધારામાં નીચે ગબડીને કે બરફથી ઓગળીને મરવુંજ પડશે એમ વિચારી અમારા સાથીને જલ્દી ચાલવાનું કહેતા કહેતા અમે દોડવા જેવી ચાલ ચાલી ભોટીઆ સાથે થઇ ગયા. ઘોર અંધારૂં થઇ ગયું હતું, કાંઇ સૂઝતું નહોતું, લાકડીના ટેકે ટેકે ચાલ્યા જતા હતા તો પણ અમે તથા ભોટીઓ વેપારી વારંવાર ઠેસ ખાઇ પડતા જતા હતા. રસ્તામાં થોડે થોડે અંતરે નદી નાળા આવતા હતા, એવામાં વરસાદ અને બરફ પણ પડવો શરૂ થયો. શરીરમાં ચેતન નહોતું, આંખે અંધારા આવતા હતા, ઘણુંય ચાલવા છતાં રસ્તો કોઇ રીતે ખૂટતો નહોતો પરંતુ એકએકના

દિલાસા થકી ચાલ્યા કર્યું તો છેવટે દૂર દૂર અગ્નિનો પ્રકાશ દેખાયો. એ પ્રકાશની આસપાસ તંબુ નંખાયેલા હોવા જોઇએ એમ ધારી વેગથી ચાલતાં રાત્રે ઘોર અંધારામાં અગ્નિના પ્રકાશ નજીક આવી પહોંચ્યા. અમે ઉપર હતા અને પ્રકાશ નીચે દેખાતો હતો તેથી પહાડપરથી પડતું મૂકી દડતા દડતા તંબુ પાસે આવી ગયા. તંબુમાં પ્રવેશ કરી અગ્નિ તાપવા બેઠા. ઠંડીથી શરીર ધ્રુજતું હતું તે શેકી સ્વસ્થ થયા પછી તંબુવાળા ભોટીઆને પૂછયું કે વિજયસિંહનો તંબુ કયાં છે? ભલા ભોટીઆએ જણાવ્યું કે તે અહીંથી એક માઇલ દૂર ચીરચન સ્થળે છે, તમે અહીં રાત રહો સવારે જજો.

ભોટીઆ લોકોની ભલમનસાઈની શું વાત પૂછવી? તંબુમાં છ સાત માણસ બેઠા હતા, કયાંય ઉભવાની પણ જગ્યા નહોતી, ઉપરથી બરફનો વરસાદ પડતો હતો, તંબુની તડમાંથી પાણી ચૂતું હતું છતાં તંબુના માલિકે અમને ત્રણેયને આશ્રય આપ્યો. તેઓ નિમકનો ચા બનાવી તેમાંથી થોડો એક નાળમાં ભરી તેમાં થોડું માખણ કે ઘી ભેળવી તેને ખૂબ હલાવે છે–મથે છે ને પછી વાટકા ભરી પીવાય તેટલો પી પછી તેમાં સત્તુ ભેળવી ખાય છે. તે ખાવા પીવાનો અમને ઘણો આગ્રહ કર્યો પરંતુ અમે કોઇના હાથનું કાંઇ ખાતા ન હોવાથી તેઓનો ઉપકાર માન્યો ને અમારી સાથેના બન્ને ભાટીઆઓ ખાવા પીવા લાગ્યા. જેમ ભોટીઆઓ ગમે તે મુસાફરને તંબુમાં આશ્રય આપે છે તેમ તેઓ જમવાને વખતે આવનારને આગ્રહ કરી જમાડે પણ છે. જગદીશ્વરની દયાથી અમે તો સહીસલામત સ્થળે આવી ગયા પણ અમારા સાથી મોડી રાત્રિ સુધી આવ્યા નહિ તેથી ચિંતા થવા

લાગી. રાત્રે કાંઇ ઉપાય બની શકે તેમ નહોતું તેથી પ્રભુ તેનું રક્ષણ કરે એમ ઇચ્છી થાકયા પાકયા ભૂખ્યા તરસ્યા ચિંતા કરતા પડયા રહ્યા. સખ્ત ઠંડીથી દેહ રક્ષવા સારૂ તંબુના માલિક માયાળુ ભોટીઆએ ગરમ કોટ તથા ઉનનો થુલમો અમને આપ્યો.

ભોટીઆઓ આ પી સત્તુ ખાઇ પરવાર્યા એટલે પ્રાસંગિક વાતો ચાલી. અમે કહ્યું, થોડા લાભની ખાતર ઉંટાધુરા જેવા ભયાનક પહાડમાં કે જયાં ક્ષણે ક્ષણે અને ડગલે ડગલે મૃત્યુનો ભય છે તે જીંદગીભર સેવો છો એ ખરેખર તમારૂં મોટું પણ ખોટું સાહસ છે. જો તમે આટલો પુરૂષાર્થ હિંદુસ્થાનમાં રહી કરો તો વિના જોખમે મોટો લાભ મેળવી શકો. વળી એકજ દિવસમાં ઉટાધુરા, જયન્તિ અને કુંગરી વીંગરી એમ ત્રણેય ધુરા (પર્વતો) ઓળંગવાની તમારી ટેવ છે તે પણ સારી નથી. પ્રથમ દિવસે ઉંટાધુરા પહોંચી આરામ લઇ બીજે દિવસે જયન્તિ અને કુંગરી વીંગરી પાર કરતા હોવ તો તેમાં તમને અને ખચ્ચર ઝપુ બકરા તથા માણસો એમ સર્વને ઓછું કષ્ટ સહેવું પડે. તમારી હિંમત, સાહસ, પરોપકારિતા અને ઉદારતા જોઇ અ-મારા હૃદયમાં તમારા માટે બહુ માન ઉપજે છે ને સ્વાભાવિક રીતે તમને અનેકશઃ ધન્યવાદ દેવાઇ જાય છે. અમે તો અમારો દૃઢ સંકલ્પ હતો માટે તે પરિપૂર્ણ કરવાર્થે આવી ગયા છીએ પરંતુ પુનઃ અમે અથવા અમારા કોઇ પણ હિંદુભાઇને લાખ રૂપિયાનો ફાયદો થતો હોય તોપણ અહીં આવીએ નહિ. અમારી વાતથી ભોટીઆઓ બહુ ખુશી થયા અને બોલ્યા કે શું કરીએ જન્મ અહીં થયો અને ટેવાઇ ગયા એટલે હવે બીજું કાંઇ સુઝતું નથી. તમોને અમારા માટે આટલી બધી લાગણી છે

તેજ અમારા સદ્‌ભાગ્ય છે. ઉંટાધુરાનો રસ્તો તો કુદરતી રીતે બરફનો હોઈ કોઇ પ્રકારે સુધરી શકે એમ નથી, પરંતુ મુનશ્યારીથી મિલમ સુધીનો રસ્તો સુધારી શકાય તેવો છે. તે ભયંકર રસ્તાએ અમારા દોઢ કરોડ રૂપિયાનું આજસુધીમાં નુકશાન કર્યું છે ને અમારા સામાન સાથે હજારો ખચ્ચર ઝપુ બકરા ભેડ તથા માણસો તેનાપરથી નીચે ગૌરીગંગામાં ગબડી પડી મરણને શરણ થયા છે. અમારામાં એવા કોઈ કેળવાયલા નથી કે જેઓ અમારો અવાજ સરકાર કે લોકોને કાને પહોંચાડે. જો અમારા દુઃખની વાત આલમોરાની ડિસ્ટ્રીકટ બોર્ડ, સંયુક્ત પ્રાંતની ધારાસભા તથા વડી ધારાસભા (કાઉન્સિલ)માં કોઇ રજુ કરે અને શ્રીમાન્ લોકોને સાચુ પુણ્ય કરી લાખો પ્રાણીઓના આશીર્વાદ લેવાનું આ એક મુખ્ય સ્થાન છે એમ સમજાવે તો અમારૂં દુઃખ મોટે ભાગે વિદારણ થઇ શકે એમ છે. કૃપા કરી તમે આટલી અમારી વિનતિ લક્ષમાં રાખી બનતું કરજો. થોડા વર્ષ પહેલા બે ત્રણ અરજીઓ કરી અમે આલમોરાની ડિસ્ટ્રીકટ બોર્ડનું ધ્યાન ખેંચ્યું હતું ને તેઓએ થોડા કુલી રોકી દર વર્ષ મિલમનો રસ્તો સુધારવાનો પ્રબંધ પણ કર્યો હતો પરંતુ ત્યાર પછી અમારા કમ્‌ભાગ્યે એક ગોરા અધિકારી સાહેબ-ડેપ્યુટી કમીશનર મિલમ સુધી ફરવા આવ્યા, તે સાહેબ ખચ્ચરપરથી ગબડી પડયા એટલે તેણે અમને મિલમ હમેશને માટે ખાલી કરવા ઓર્ડર કર્યો. અમે તેમનું કહેવું માન્યું નહિ તેથી તેના ક્રોધની સીમા રહી નહિ ને તેણે પોતાની સત્તા વાપરી અમને રસ્તો સુધારવાર્થે કુલીઓની સહાય મળતી હતી તે બંધ કરી દીધી. તે સાહેબના અવકૃપાને લઇ અમને કુલી વગેરેની મળતી મદદ ઘણા વર્ષ સુધી અટકી પડી હતી તે પાછી તે સાહેબ વિદાય

થતા ને તેની પાછળ બીજા ભલા સાહેબ આવવાથી પુનઃ થોડી થોડી ચાલુ થઇ છે. ખરેખર અમે કમ્ભાગી છીએ કે અમે સરકારને દર વર્ષે ઇન્કમટેક્સ આપીએ છીએ છતાં તે લક્ષ આપતી નથી. ભોટીઆઓની ઉપર પ્રમાણે હૃદય ભેદક વાત સાંભળી અમે તેઓને આશ્વાસન આપી બનતું કરવા કબુલ્યું ને ભળામણ કરી કે તમે પણ પુરૂષાર્થ કરતા રહેજો. બદ્રીનાથનો રસ્તો આ રસ્તા જેટલોજ વિકટ અને અગમ્ય હતો પરંતુ તે તરફ સરકારનું તથા શ્રીમંત હિંદુઓનું લક્ષ ખેંચાયાથી આજે તે બીન જોખમી સરસ સડક જેવો બની ગયો છે એ ઉદ્યમનું ફળ છે માટે તમારે પ્રભુપર શ્રદ્ધા રાખી પ્રયત્ન કરતા રહેવું. મોડી રાત્રિ સુધી આ રીતે વાતો કર્યા પછી થોડો વખત સૌ એકમેકને અઢેલીને પડયા રહ્યા. પ્રાતઃકાલ થયું એટલે શરીરમાં જરાય તાકાત નહોતી છતાં અમે રામ રામ કરી ચીરચન તરફ ચાલી નીકળ્યા. એક માઇલ ચાલ્યા ત્યારે નદીને કાંઠે વેકરા ઉપર તંબુ દેખાયા. તંબુમાં જઇ જુવારસિંહજીને મળ્યા. એક બીજાની ખબર અંતર પૂછયા પછી અમે અમારા સાથી વિષે પૂછયું, ઉત્તરમાં આવ્યા નથી એમ તેઓએ જણાવ્યું તેથી અમે ખચ્ચર સાથે માણસ મોકલી લઇ આવવા સારૂ તેઓને કહ્યું. ખચ્ચરોને માણસ પાસેના પહાડપર ચરાવા ગયો છે, તે હમણા આવશે એટલે તુરત મોકલાવીએ એવી વાતચિત ચાલે છે ત્યાં અમારા સાથી આવી પહોંચ્યા. એકાંત પ્રદેશમાં આસપાસ તથા ઉપર બરફ પડયા કર્યો છતાં કાંઈ ઇજા ન થઇ ને પ્રભુ કૃપાથી તે સહી સલામત સુરક્ષિત સ્થળે આવી મળ્યા તેથી અનહદ આનંદ થયો. ખરેખર " રામ રાખે તેને કોણ ચાખે " એમ છે ?

## ટબેટ.

અમે ગઇ કાલ રાત્રિથીજ ટિબેટની ભૂમિમાં પ્રવેશ કર્યો હતો પરંતુ આજ આ ચીરચન સ્થળેથી તે વિષે ખરો અનુભવ થવા લાગ્યો. શૌચથી પરવારી કૉફી પીધી ને પછી ખીચડી બનાવી જમ્યા. આજે વરસાદ બંધ હતો ને સૂર્યનો તડકો તપી રહ્યો હતો. સામાન ખોલી તમામ ઓઢવા પાથરવાના કપડા તડકે નાંખ્યા ને નદી દૂર હતી પણ ઝરણું પાસે વહેતું હતું તેમાં પેરણ પંચીયું ધોઇ નાંખ્યા. વિજયસિંહજીના ભાગીદાર જશપાલ અમારી સાથે હતા. તે બહુ વિવેકી વિચારશીલ સજ્જન યુવક હતો. તે જાતે મહેનત કરી બીજાને સુખ આપનાર તથા નવું જાણવાની જીજ્ઞાસાવાળો ભોટીઓ હતો. ટિબેટી ભાષા બોલતા તો સામાન્ય રીતે હરેક ભોટીઓ જાણે છેજ પણ ભાઇ જશપાલે પ્રયત્ન કરીને ટિબેટી ભાષા બોલવા સાથે વાંચવા લખવાનું પણ આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે સજ્જને ટિબેટી ભાષા અને ઇતિહાસને લગતા ત્રણ ચાર પુસ્તકો અમને બતાવ્યા. તેમાંથી અમે Tibetan Grammer—'ટિબેટી ભાષાનું વ્યાકરણ' ટિબેટી ઇન્ડુ ઇંગ્લીશમાં પૂરૂં વાંચ્યું. ચીરચનમાં બે દિવસની રોકાણ થઇ કારણકે વિજયસિંહજીનો અડધો માલ ઉંટાધુરાથી અહીં લાવવાનો હતો. ભોટીઆઓમાં જેઓ મોટા વેપારી છે તેઓ બબ્બે બેપે પોતાનો માલ લાવે લઈ જાય છે. નદી કાંઠે કે પહાડપર જ્યાં જેની ઇચ્છામાં આવે ત્યાં નિઃસંકોચપણે માલ રાખી તેના ઉપર બુંગણ જેવડું મોટું કપડું ઢાંકી ઉપર પથ્થર રાખી દે છે. વર્ષોના વર્ષો લગી માલ પડયો રહે છતાં મૂળ ધણી

સિવાય તેનો કોઇ સ્પર્શ સુદ્ધાં કરતું નથી.

ચીરચનમાં તંબુ નંખાયલા જોઈ, ત્યાંથી પસાર થતા ટિબેટીઅનો જેઓ હુણીઆ તરીકે ઓળખાય છે તેઓ વિજયસિંહજીને મળવા આવવા લાગ્યા. "ખમજમ ખમજમ" બોલીને એક બીજા એક બીજાનો સત્કાર કરતા હતા ને પછી ચા પીતા બેસી વેપારની વાતો કરતા હતા. ઉંટામાં રાખેલો માલ લેવા ગયેલા ખચ્ચરો માલ સાથે આવી ગયા એટલે તે માલને એક તરફ ખડકી સાથેનો માલ ખચ્ચરોપર લાદી શ્રાવણ સુદિ ૫ ને શનિવારે ચીરચનથી અમે આગળ ચાલ્યા. થોડું ચાલ્યા પછી નદી આવી તેનો પ્રવાહ મોટો વેગવાળો ન હતો પણ બરફને લઇ તેનું જળ અતિશય ઠંડુ હતું. ખચ્ચરપર બેસી પ્રવાહ ઓળંગી નાના નાના પહાડપર ચાલવા લાગ્યા. એકાદ માઇલ ચાલ્યા પછી મોટા વિસ્તારવાળી નદી આવી તે ખચ્ચરપર ચડી પાર કરી આગળ ચાલ્યા. અહીં અને ટિબેટ આખામાં નાના નાના પહાડ પર્વતો છે. રાત્રે તેનાપર બરફ પડતા સવારે રૂ બિછાવેલ હોય તેવા સફેદ દેખાય છે ને પછી સૂર્ય તપે છે ત્યારે તેપરનો બરફ પીગળી પાણી થતું જાય છે. નદી પાર કર્યા પછી ચાર માઇલની ધીમી ચડાઈ ચડવી પડી. ચડાઈ સરળ હતી તો પણ બરફવાળા પ્રદેશને લઇ વારંવાર શ્વાસ પ્રશ્વાસ થવા સાથે થાક લાગી જતો. તીક્ષ્ણ હવા તથા વરસાદને લઇ ભૂખ્યા તરસ્યા લોથ થઇ ગયા. પીસ્તા દ્રાક્ષ ખીસામાં રાખ્યા હતા પણ ભાવતા નહોતા. વરસાદથી પણ તમામ કપડા તથા ખચ્ચરપરનો સામાન ભીંજાઇ ગયો. છ માઇલ ચાલી બપોરે ત્રણ વાગે થાજાંગ પહોંચ્યા ને ત્યાં તંબુ નાંખી રહ્યા.

થાજાંગ: સ્થળ એક નાનકડી નદીના કાંઠે મેદાન છે. બોરડીના ઝાડ જેવી કાંટાળી લાકડી રસોઇ માટે તથા તેમાં થતું ઘાસ ખચ્ચરોને ખાવા માટે થાજાંગમાં પુષ્કળ મળતું હોવાથી ભોટીઆ લોક અહીં મુકામ કરે છે. ચીરચનથી વિજયસિંહજીને માલ લાવવાનો હોવાથી અમે બીજે દિવસ થાજાંગ રોકાયા. થાજાંગથી શ્રાવણ સુદિ ૭ ને સોમવારે ચાલી નીકળી બપોરે બાર વાગે સાત માઇલે અત્યંત બળવાન્ અને વિસ્તીર્ણ પ્રવાહમાં વહેતી ગુણવંતી નદી ખચ્ચરપર બેસી પાર કરીને તેના કાંઠે ઘાસવાળા મેદાનમાં તંબુ નાંખી રહ્યા. નદીનું જળ બરફ જેવું ઠંડુ હતું. ખચ્ચરપર બેસી ઓળંગતા પણ તેનો પ્રચંડ વેગવાન પ્રવાહ જોઇ ભય લાગતો હતો કે કદાચ ખચ્ચર પડ્યું તો આપણા બાર વાગી જશે. આજે રસ્તામાં ઝાઝી ચડાઇ ઉતરાઇ નહતી. સો સો દોઢસો દોઢસો જંગલી ઘોડાના ટોળા અહીં તહીં ઉભા, ભટકતા કે વેગથી દોડતા દૃષ્ટિએ પડતા હતા. ગુણવંતી નજીક આવતા કૈલાસના સ્પષ્ટ દર્શન થયા એટલે અમે સપ્રેમ કૈલાસ પતિની જય બોલાવી દંડવત્ કર્યો.

જે દેશમાં અને લોકોની મધ્યમાં અમે આવ્યા છીએ તે ટિબેટ અને ટિબેટીઅનોનો હવે અહીં પરિચય કરાવવો આવશ્યક છે. ટિબેટ એ પહાડી અને વેરાન દેશ છે. દુનિયાના તમામ દેશો કરતા ટિબેટ સમુદ્રની સપાટીથી ઉંચામાં ઉંચો દેશ છે તેથી ઇતર દેશો કરતા ટિબેટમાં વધારે ઠંડી રહે છે, ને પ્રાયઃ નવ માસ તો બરફજ પડે છે. તેની ઉત્તરે ચીન, દક્ષિણે હિમાલય, પૂર્વે આસામ અને પશ્ચિમે કાશ્મીર છે. ટિબેટની વસ્તી ૬૦ લાખ માણસની છે ને તેપર લામા–ધર્મગુરુની રાજ્યસત્તા પ્રવર્તે

છે. ટિબેટ પ્રથમ ચીનના બાદશાહના અધિકાર હેઠળ હતું પણ બાદશાહે પ્રસન્ન થઇ તેના ધર્મગુરુ લામાને ભેટ આપી દીધું, ત્યારથી તે લામાની સત્તાવાળું સ્વતંત્ર રાજ્ય છે. ટિબેટની રાજધાની લાસા શહેરમાં છે. ટિબેટમાં શહેર તથા ગામડા બહુ જુજ છે. વૃક્ષ વનસ્પતિ કશું કયાંય જેવામાં આવતું નથી. ત્યાંના વતની ટિબેટીઅન-હુણીઆ લોક તંબુ રાખી છૂટા છવાયા મેદાનમાં કે પર્વતની તળેટીમાં ઘર કોતરી રહે છે. ભાષા ટિબેટી બોલાય છે જે લખાણમાં ચીની જાપાનીઝ અક્ષરને મળતી છે. ટિબેટી લોકો ચીની જેવા ચપટા નાક, ઝીણી આંખ અને લાંબા ચોટલાવાળા છે, બૌદ્ધ ધર્મ પાળે છે ને હથિયારની છૂટ હોવાથી પ્રાયઃ તમામ તરવાર બંદૂક છુકરી રાખે છે. તેઓમાં કેળવણી જરાય જેવામાં આવતી નથી. સ્વભાવે રાક્ષસ જેવા ક્રૂર ગંદા અને અપ્રમાણિક છે. એક ભાઇ પરણે તે સ્ત્રી ઘરમાં પાંચ ભાઇ હોય તો તેને બધાય ભોગવી શકે અર્થાત્ પાંચેયની તે પત્ની ગણાય. દારૂ માંસ તથા તમાકુનું ટિબેટીઅનો અતિશય સેવન કરે છે ને તેઓ જીંદગીમાં કદી નહાતા ધોતા નથી. જવનો સત્તુ, ચા અને માંસ એ તેમનો મુખ્ય ખોરાક છે. તેઓ ભૂખ્યા થયા હોય છે ત્યારે બકરા ઘેટા વગેરે પ્રાણીઓનો વધ કરી તેનું કાચું માંસ ખાવા માંડે છે, ને ગુસ્સે થતાં માણસને મારીને પણ ખાઇ જાય એવા જંગલી છે. તેઓ ચંવર બેલ, ખચ્ચરો, ઘેટા તથા બકરા પાળે છે ને ઘેટા બકરાની ઉન થાય તે વેચી બદલામાં ધન તથા કાપડ સત્તુ વગેરે લે છે. જેની પાસે વધારે ચંવર તથા ખચ્ચર બકરા ઘેટા હોય તે મોટો આસામી ગણાય છે. કોઇ કોઈ હુણીઆ પાસે પચાસથી વધારે ચંવર ગાય બળદ

અને પાંચસોથી હજાર ઘેટા બકરા પણ હોય છે. ટિબેટમાં ચાંદીના ટંકાનું ચલણ છે તેની કિંમત સાડાત્રણ આના જેટલી એટલે કે તે રૂપિયાના સાડાચાર મળે છે. ટિબેટમાં લશ્કર થોડા માણસોનું છે ને તે પણ મુખ્ય રાજધાનીના શહેરમાં છે. અન્યત્ર પ્રાંતોમાં ગરબન એટલે ગવર્નરો વ્યવસ્થા કરે છે તેને તે અધિકાર બદલ રોકડ પગાર નહિ પણ અમુક વેપારની તથા લોકો પાસેથી કર લેવાની પરવાનગી રહે છે. દેશપર આફત હોય ત્યારે અથવા સરકારને લશ્કરની જરૂર પડે ત્યારે સરકાર લોકોને બોલાવે છે. લોકોને હથિયારની છૂટ છે તેથી તેઓ તેનો ઉપયોગ કરી શકે છે. ટિબેટની ભૂમિમાં સોનું નિમક તથા સોહાગો (સાજી ખાર) મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. નિમક સોહાગો ગમે ત્યાંથી મેળવવાની લોકોને છૂટ છે પણ સોનું ખોદીને કાઢવાની સખ્ત મનાઇ છે. હિંદુસ્થાને તમામ દેશના લોકોને આવવા જવાની છૂટ મૂકી તો તે આવનાર વિદેશીઓજ તેને પચાવી બેઠા એ જોઇને કે પછી ગમે તે કારણથી ટિબેટ સરકારે ટિબેટમાં કોઇ પણ દેશના માણસને દાખલ થવાની છૂટ રાખી નથી. કદાચિત્ કોઇ ચાલાકીથી દાખલ થઇ જાય ને તે ઓળખાય જાય તો તત્કાલ તેનો વધ કરવામાં આવે છે. આજ સુધીમાં એવા કઇક જાપાની અંગ્રેજ તથા હિંદીઓ મોતની શિક્ષાને પાત્ર થઇ ચૂકયા છે. માત્ર હિંદુઓ-ભોટીઆઓને જ્ઞાનીમ મંડી સુધી વેપારાર્થે અને યાત્રીઓને કૈલાસ માનસરોવર સુધી યાત્રાર્થે આવવા જવા દે છે; કારણ કે ટિબેટીઅનો પ્રથમ હિંદુ ધર્મ પાળતા હતા ને આજે બૌદ્ધ ધર્મ પાળે છે તોપણ તેઓને કૈલાસ માનસરોવર પ્રત્યે પૂજ્યભાવ જેવોને તેવો કાયમજ છે.

કૈલાસ પ્રત્યે શ્રદ્ધા હોઇ તેઓ હિંદુઓને પોતાના ધર્મબંધુ-નિકોરા (યાત્રી) તરીકે યાત્રાના સ્થળમાં આવવા દે છે. ટિબેટમાં તાર મોટર ટ્રામ કે રેઇલનું સાધન નથી પણ માત્ર સરકારી ટપાલની કંઇક ગોઠવણ છે. લોકોનો પહેરવેશ એક સરખો ને વિચિત્ર છે. સ્ત્રીઓ ચોરણી અને તેના ઉપર લાંબુ કફની જેવું પેરણ તથા પગમાં ગોઠણ સુધી લાંબા ઉનના જોડા પહેરે છે. માથે ચોટલો રાખે છે ને તે ઉઘાડું રાખે છે. પુરૂષો પણ માથે ચોટલો રાખે છે ને ચોરણી તથા ગોઠણ સુધી લાંબા ઉનના જોડા પહેરે છે ને અંગે પગ સુધી લાંબો ઝભો પહેરે છે, જેને કેડથી ઉંચો કરી બાંધી લે છે. એ ઝભો એક કબાટ જેટલો કેડે પહોળો ને નાની મોટી અનેક ચીજો નાખવાની સગવડ વાળો હોય છે. તેઓના વારંવારના ઉપયોગની તમામ વસ્તુ ઝભામાં ભરી હોય છે. તેઓ ઝભા ઉપર આગળના ભાગમાં કેડે હથિયાર બાંધે છે ને પાછળ તેના દેવતાની મૂર્તિ બાંધે છે.

## જ્ઞાનીમ મંડી.

ગુણવંતી બે દિવસ મુકામ કરી થાજાંગથી સામાન બાંધી જતાં જ્ઞાનીમ મંડી જવા માટે ખચ્ચરો પર સામાન લાદી તૈયાર થયા. થાજાંગથી જરા ગુણવંતી તરફ આવતા વીશ માઇલ જેટલા અંતરેથી જ્ઞાનીમ મંડી દેખાવા માંડે છે. મંડીમાં મકાનો નથી પણ જયાં મંડી ભરાય છે ત્યાં એક નાનકડો પહાડ છે તે પહાડની કાળાશ દૂર દૂરથી દૃષ્ટિએ પડે છે. અહીં એવો કોઈ ખાસ બનાવેલો રસ્તો નથી પણ સ્થળની ઓળખાણ અને અનુ-

માને ભોટીઆ લોક ચાલે છે. ખાસ રસ્તો કોઇ બનાવવા ધારે તો પણ બરફને લઈ બની શકે એમ નથી. ગુણવંતીથી આઠ વાગે ચાલી નીકળ્યા. રસ્તો મેદાન જેવો હતો તો પણ થોડી ચડાઇ ઉતરાઇ ખાડા તથા બોરડીના ઝાડ ખુબ આવતા હતા. છ માઇલ ચાલ્યા પછી દમયંતી નામની મહા વેગવતી નદી આવી. તેનો પ્રવાહ એટલો મહાન્ ઉગ્ર ઠંડો અને બળવાન હતો કે જયાં તે પાંચ વિભાગમાં વહેંચાયલો હતો ત્યાંથી અમે ખચ્ચરપર બેસી ઓળંગવા ગયા તો પણ તે નદી મજબૂત ખચ્ચરોને સુદ્ધાં ઘસડી જતી હતી. ખચ્ચરોનું સાધન ન હોય તો આવી નદી ઓળંગી સામે પાર સહીસલામત જવું એ આપણા લોક માટે કેવળ સંદેહજનક છે. જયારે અમે આવી મોટી નદીના તટે ઉભતા ત્યારે એવા વિચાર સ્ફુરતા કે જયાં જેનો ખપ નથી ત્યાં તે વિપુલ હોય છે પણ અતિશય જરૂરીઆત હોય છે ત્યાં તેનું સ્વપ્ન સુદ્ધાં હોતું નથી. હિંદના કાઠિયાવાડ ગુજરાત કચ્છ મારવાડ મહારાષ્ટ્રાદિ પ્રત્યેક પ્રાંતમાં માત્ર દમયંતી જેવી એક એક નદી વહેતી હોય તોપણ બસ છે. દમયંતીથી આગળ ચાલ્યા, રસ્તો સીધો મેદાન જેવો હતો, જ્ઞાનીમ મંડી નજીક દેખાતી હતી તો પણ જેમ જેમ તેની નિકટ જતા હતા તેમ તેમ તે તેટલું ને તેટલુંજ દૂર ભાસતું હતું. ચડાઇ નહોતી તોપણ શ્વાસ ચડતો હતો, થાક લાગ્યો હતો ને ભૂખ પણ સખ્ત લાગી હતી. બે માઇલ જેટલે દૂર રહ્યા એટલે જ્ઞાનીમ મંડીમાંના સફેદ તંબુઓ તથા રસોઇનો ધુંમાડો દેખાયો. કઠણ થઇ વેગથી ચાલીને થાક ખાતા ખાતા બપોરના એક વાગે જ્ઞાનીમ મંડ પહોંચી ગયા. રસ્તામાં ગધેડા જેવા ને

તેનાથી જરા મોટા લાલ રંગના જંગલી સો સો હોઢસો હોઢસો ઘોડાના ટોળાના ટોળા ઉભેલા ભટકતા ને વેગથી આમ તેમ દોડતા જોવામાં આવતા હતા પણ તે એટલા બધા ચંચળ અને વેગવાળા હોય છે કે કોઇથી પકડી શકાતા નથી.

જ્ઞાનીમ મંડી એટલે ટિબેટીઅનો અને ભોટીઆઓના માલની આપ લે કરવાની બજાર-ગુજરી. તે એક નાનકડા પર્વતની તળેટીમાં ખુલ્લા મેદાનમાં ફક્ત આગસ્ટ અને સપ્ટેંબર મહિનામાં એમ બે માસ પર્યંતજ ભરાય છે. મંડીમાં પાકા મકાન નથી પણ એક તરફ હુણીઆઓના તંબુ અને બીજી તરફ ભોટીઆઓના તંબુ ( ગારાના ચકદા ખોદી તેને એક બીજા ઉપર ખડકી ) કેડ સુધીની નાનકડી ભીંત ઉપર ઉભા કરેલા હોય છે. સૌ પોતપોતાનો માલ પોતપોતાના તંબુમાં વેચવા માટે ખુલ્લો મૂકી ગોઠવી રાખે છે. લાસા શહેર કે જે અહીંથી બે માસના રસ્તે છે તેટલે દૂર દૂરથી પણ હુણીઆ લોક ભોટીઆઓ સાથે વેપાર કરવા સારૂ આવે છે. બીજી ત્રણ મંડીઓ-છકડા, ગરતોક અને તકલાકોટ કરતા જ્ઞાનીમ મંડી મોટી છે ને વેપાર પણ સૌથી વધારે કરે છે. ટિબેટીઅનો એટલે હુણીઆ લોક ઉન નિમક અને સોહાગો વેચવા માટે લાવે છે ને ભોટીઆ લોક જવ, કાપડ, મોતી, કરીઆણું, કટલેરી તથા હોઝીયરી વગેરે લાવે છે. હુણીઆ લોક "ખમજમ ખમજમ" કરતા હરેક તંબુમાં જઇ ભોટીઆઓ સાથે બેસી પુષ્કળ વાતો કરે છે પણ સોદો ઘણી ખુશીખતે કરે છે. હુણીઆઓ તેને હાથ પડતી ચીજ ચોરી તેના ઝભામાં પધરાવી ન દે, તેની ભોટીઆઓને અત્યંત કાળજી રાખવી પડે છે. અમે જુલાઇની આખરીમાં ગયા ત્યારે

મંડી શરૂ થઈ હતી તેથી તેમાં થતો ધોકતો વેપાર જોઇ શકયા નહિ. કહેવાય છે કે મંડીમાં દર વર્ષે ચાર લાખ રૂપિયાનો વેપાર થાય છે. મંડીમાં રૂપિયા તથા ટંકા ઉભય સિક્કાનું ચલણ છે.

વૃકાસુર નામના દૈત્યે ભગવાન્ શિવજીનું આરાધન કરી વરદાન મેળવ્યું ને પછી તે ઉદ્ધત બની શિવજીનોજ સંહાર કરવા તત્પર થતાં જગદીશ્વર શ્રી વિષ્ણુ ભગવાને બટુક સ્વરૂપ ધારણ કરી દૈત્યને ભસ્મ કર્યો હતો તે ભસ્માસુર કિંવા તીર્થપુરી સ્થળ જ્ઞાનીમ મંડીથી માત્ર દોઢ દિવસના રસ્તે છે. સાધુઓ-યાત્રીઓ પ્રથમ ત્યાં દર્શન કરવા જાય છે, પરંતુ અમારે કૈલાસ અને માનસરોવર એ બે મુખ્ય ધામનાજ દર્શનની અભિલાષા હોવાથી તેમ અમે મંડી પહોંચ્યા પછી એક અમારા સ્નેહી ભોટીઆ ગૃહસ્થના ૮ ખચ્ચરો હુણીઆ ધાડપાડુઓ (ડાકુઓ) ઉપાડી ગયાનું સાંભળવાથી અમે ત્યાં જવાની ઇચ્છા કરી નહિ.

રીંછ જેવા વાળવાળા ચંવર બેલ (બળદ) એ અહીંના ખાસ ભારવહુ પ્રાણી છે. બરફની તીક્ષ્ણ ઠંડી હવાને લીધે મનુષ્ય થોડો પણ ભાર ઉપાડી ડગલું ચાલે છે તો તત્કાળ શ્વાસ પ્રશ્વાસ થતાં તે થાકી જાય છે પણ ખચ્ચર અને ચંવર બેલ એટલા મજબૂત સહનશીલ પ્રાણી છે કે ગમે તેટલો વધારે ભાર તેના ઉપર લાદો હોય ને ઉપરથી માણસ પણ તેનાપર ચઢી બેઠો હોય તે ગણકારતા નથી. જેમ ભાર લાદવાને માટે તે પ્રાણીઓ ઉપયોગમાં આવે છે તેમ તેનાપર સ્વારી પણ થાય છે. અમે અમારો ભાર લાદી સ્વારી કરવા માટે બે ચંવરો જ્ઞાનીમમંડીથી કૈલાસ માનસરોવર થઇને તકલાકોટમંડી સુધી

રૂ. ૧૮ માં માણસ સાથે નક્કી કરી લીધા. ભાર લાદવા સાથે સ્વારી કરવાનો હેતુ એ હતો કે રસ્તામાં અત્યંત ઠંડી વેગવતી નદી પાર કરવી પડે છે. છ છ રૂપિયા એક એક ચંવરના ભાડાના અને છ રૂપિયા હુણીઓ સાથે આવે તેના પગારના મળી રૂ. ૧૮ વગર ખોરાકીના ઠરાવ્યા હતા. જ્ઞાનીમ મંડીમાં અમો ત્રણ દિવસ રહ્યા પણ અત્યંત કંટાળી ગયા; કારણ કે એક તો બાબુ વિજયસિંહજીના ભાઇ જુવારસિંહજી એકલપેટા-સ્વાર્થી સ્વભાવના હતા, તે અમારી જરાય સંભાળ લેતા નહિ. અમે અમારાથી અને તેટલા સંકોચીને, બીજાને ભારરૂપ ન થવાય તેમ વિચારીને વર્તતા હતા છતાં કેમ જાણે અમે તેને બોજા રૂપ હોઇએ ! એમ અણગમાની નજરથી તેઓ જોતા. બીજું રસોઈ કરવાની અગવડ, ત્રીજું બેહદ ઠંડી, ચોથું જ્ઞાનીમ મંડીમાં ઠેકઠેકાણે પાણીના વીરડા-ખાડા હતા પણ નહાવાની સગવડ નહોતી અને પાંચમું મંડીમાં તંબુએ તંબુએ ઢેઢવાડો કિંવા ભોટી-આઓ તથા હુણીઆઓ બકરાઓને કસાઇની માફક હેઠા નાંખી કતલ કરતા હતા તે ભયાનક દષ્ય અને દુર્ગંધી અમારા હૃદયને કમકમાવી દેતી હતી. આવે સ્થળે પણ બાબુ ભોવાનસિંહજી પાંગ્તે, લાલસિંહજી પાંગ્તે અને તેના પુત્ર દયાનસિંહ, રતનસિંહજી પાંગ્તે તથા બીજા બે ત્રણ ભોટીઆ સજ્જનો અમારા પર અતિ-શય પ્રેમ અને પૂજ્યભાવ દાખવતા એ અમને દિલાસારૂપ હોઇ બાબુ વિજયસિંહજી સાથે તેઓના અમે સદાના ઋણી છીએ. જ્ઞાનીમ મંડીથી ભોટીઆઓનો સંગ છૂટી જાય છે. ખાસ કરીને તેઓને જાત્રા કરવાની હોય તોજ તેઓ આપણી સાથે આવે છે અથવા જો તેઓમાંથી કોઇને દુભાષયા (ભોમિયા) તરીકે સાથે

પધાર આપી રાખીએ તો આવે છે, નહિતર જંગલી રાક્ષસ જેવા હુણીઆ સાથે ( તેની ભાષા આપણે સમજીએ નહિ ને તેઓ આપણી સમજે નહિ તેથી ) માથું ફોડવું પડે છે.

બાબુ સોબનસિંહજી જમાદાર તથા શ્રીભોવનસિંહજીના પ્રયત્નથી ચંવર બેલનો બંદોબસ્ત થયો એટલે અમે શ્રાવણુ સુદિ ૧૩ ને રવિવારે દશ વાગે જ્ઞાનીમ મંડીથી કૈલાસ તરફ ચાલી નીકળ્યા. ત્રણુ ચાર ભોટીઆ ગૃહસ્થોનો આગ્રહ હતો કે એકાદ વ્યાખ્યાન અહીં આપો, જેથી અનેક સ્થળેથી એકત્ર થયેલા ભોટીઆ ( જેઓ મોવાસા નામથી પણ સંબોધાય છે તેઓ ) શ્રવણુ કરી શકે. અમારી ધારણુ. પણ હતી કે તેઓની ઇચ્છાને માન આપી વ્યાખ્યાન કરવું પરંતુ હજુ જેવી જોઇએ તેવી મંડી નહિ જામેલી હોઇ, ભોટીઆઓની મોટી સંખ્યાના અભાવે તે વિચાર માંડીવાળી કૈલાસ તરફ પ્રસ્થાન કર્યું. હિંદુસ્થાનના કોઇ પ્રાંતમાંથી અથવા હિમાલયમાંથી નીકળેલા યાત્રીનો મુનસ્યારી મિલમમાં ભેટો થઇ જાય છે પણ ત્યાં એકમેકની ગરજ કોઇને ભાગ્યેજ પડે છે; પરંતુ જ્ઞાનીમ મંડીથી તો રસ્તાની અગમ્યતા તથા ડાકુઓની બીકને લીધે યાત્રીઓ સો સાથેજ ઉપડે છે. ગુજરાત કાઠિયાવાડનો તો કોઇ યાત્રી નહોતો પણ ભાગલપુરમાં રહેતો એક મારવાડી સજ્જન જે જાતિએ ક્ષત્રિય-જાટ હતો, તેનું નામ નારાયણુ હતું ને તે તીર્થ યાત્રાનો પરમ શોખીન હતો, તે વિધુર હતો ને તેની આગળ પાછળ કોઈ નહોતું, તેણે પણુ અમારી માફક ભરતખંડની ઘણીખરી યાત્રાઓ કરેલી હતી તે હવે અવશિષ્ટ રહેલી આ કૈલાસ માનસરોવરની યાત્રા કરવા તે આવેલ હતો તદ્દુપરાંત લીજા પાંચ સાધુ અને પાંચ પહાડી મળી

અગીઆર યાત્રીઓ અમારી સાથે જ્ઞાનીમ મંડીથી કૈલાસ આવવા તૈયાર થયા. સાધુઓમાં એક સાધુ ઘમંડી હોઇ ગુરૂ થઇ બેસી બડાઇ કરતો હતો તેથી તેઓને અમારી એકાંતમાં અને પ્રભુ સ્મરણ ધ્યાનમાં વિઘ્નરૂપ ધારી સાથે લઇ જવાની અમે સાફ ના કહી, એટલે ઘણી સમજાવટ ચાલી ને છેવટે સાધુએ નમ્ર થઇ કહ્યું કે તમે અમારા પિતા-પાલક પોષક રક્ષક છો, તમે નહિ શરણમાં રાખો તો બીજું કોણ રાખશે, તમે કહેશો તે પ્રમાણે અમે અનુકૂળ થઇ ચાલશું વગેરે. આ પ્રમાણે તેને નમ્ર થયેલો જોઇ અમે સાથે આવવાની હા કહી ને રસ્તે પડયા.

ચંવર બેલ ઉપર બોજ લાદી, સ્વારી કરી અમે ધીમે ધીમે ચાલવા લાગ્યા. એક માઇલ સુધી શ્રીશિવાનસિંહજી, રતનસિંહજી અને લાલસિંહજી વળાવા આવ્યા તેઓને વિદાય કરી અમે નદી નાળા પાર કરતા કરતા નાના નાના પર્વતોની ચડાઇ ચડતા ને થોડે થોડે અંતરે ઘાસવાળી જગ્યામાં ચંવર ઉભા રાખી ઘાસ-ખડ ચરાવતા આઠ માઇલ ચાલી સાંજે એક ઝરણાના કિનારે મેદાનમાં મુકામ કર્યો. કુલીઆએ ચંવરપરની ઠગીઓ ઉતારી આસન કરી આપ્યા પછી લકડી આણી આપી એટલે ત્રણ પથ્થર વચ્ચે લકડી સળગાવી પાંચ છ રોટી શેકી નાંખી હળદરના આથણા સાથે વાળુ કરી લીધું ને ચંદ્રમાના પ્રકાશમાં કૈલાસની અલૌકિક શોભા નિરખતા ભગવદ્ સ્મરણ કરવા લાગ્યા. ગંગોત્રી જમનોત્રીની યાત્રા પ્રસંગે જેમ અમે હરિનામની ધૂન મચાવી યાત્રીઓને ઉપદેશ કરતા હતા તેમ અહીં ચાલુ કરવાનું મન કર્યું, એવામાં સવારના પ્રસંગને યાદ કરી સાધુઓ તથા તેના અનુસંગી પહાડીઓ જેમ તેમ બકવાદ કરી તકરાર કરવા લાગ્યા. થોડી

બોલચાલને અંતે આવતી કાલથી તેઓને સાથે નહિ લઇ જવાની ધમકી આપી એથી સૌ શાંત પડી સુઇ ગયા. બીજે દિવસ વહેલા બિછાનાપરથી ઉઠી અમે ચંવરપર સામાન લાદી ચાલવાની તૈયારી કરવા લાગ્યા એટલે સાધુ વગેરે સૌ પણ તૈયાર થઇ ગયા. સદ્ભાગ્યે રાત્રે હવા ચાલી નહિ તેમ વરસાદ વરસ્યો નહિ નહિતર અત્યંત દુઃખ સહેવું પડત.

શ્રાવણ સુદિ ૧૪ ને સોમવારે થોડો વખત મેદાનમાં ચાલ્યા પછી બે માઇલની સાધારણ ચડાઇ ચડવી પડી બાદ એક નાનકડી નદી ઓળંગી મેદાનને રસ્તે આવ્યા. અહીં આગળ પહાડમાં થોડે ઉંચાઇપર રહી શકાય એવી ગુફા નજરે પડી તેમ ગઇ કાલ રાત્રિએ અમારી આસપાસ હુણીઆઓ રોકાયા હતા તેઓ કૈલાસ પાસે દરચન જતા પોતાના ચંવર સાથે આવી મળ્યા. સામેથી પણ હુણીઆ વેપારીઓ પોતાના ચંવર તથા ઘેટા બકરા સાથે જ્ઞાનીમ મંડી જતા એકપછી એક એમ અનેક મળવા લાગ્યા. અમે તેમની ભાષા જાણતા નહિ તેમ તેઓ અમારી ભાષા સમજતા નહિ એટલે પરસ્પર વાત થઇ શકતી નહિ તોપણ તેઓ સાથે જો કોઇ ભોટીઓ વેપારી જોવામાં આવતો તો તેની મારફત વાતચિત કરતા હતા. હુણીઆઓ યાત્રીને 'નિકોરા' કહે છે ને તેને બનતાસુધી તેઓ સતાવતા નથી. મેદાનવાળા રસ્તે આવ્યા ત્યારે માંધાતા પર્વત અને રાવણ હૃદ સરોવર દૂરથી દેખાવા લાગ્યા. મેદાનના રસ્તે ઘણો વખત ચાલ્યા કર્યું પણ નદીપરનું સ્થળ નજીક દેખાવા છતાં ત્યાં પહોંચતા બહુ સમય લાગ્યો. હવે કૈલાસ તદ્દન નિકટ દેખાવા લાગ્યો, તેની દિવ્યતા નિહાળી ભક્તિભાવથી વારંવાર તેને દંડવત્ કરતા હતા. આસ-

પાસના સર્વે પર્વતોમાં કૈલાસ પર્વત એ એક ઉંચામાં ઉંચો, આબેહુબ કોતરી કાઢેલા શિવજીના મંદિર જેવો, કુદરતી રીતે તે બરફનો બનેલો કોઇ નાસ્તિકના હૃદયમાં પણ પરમ પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે છે. તેના દર્શન વખતે હૃદયમાં એવા સંકલ્પ ઉઠે છે કે કૈલાસ એ પર્વત નથી પણ ભગવાન્ શંકરનું સાક્ષાત્ મંદિર છે ને તેમાં શંકર સ્વયં બિરાજે છે, તેની નિકટ જતાં અવશ્યમેવ તે ભોળા દેવ દર્શન દેઇ સર્વ મનોરથ સફળ કરશે, એવી ભાવના ઉદય થતા બપોરના એક વાગે નદી તટે આવી પહોંચ્યા.

નદીપર રોકાઇ શૌચ સ્નાનથી પરવારી હુણીઓ લાકડી લાવ્યો હતો તે સળગાળી રોટી બનાવી જમ્યા. મિસમથી સાથે લાવેલા તે વપરાઇ ગયું હતું પણ જ્ઞાનીમ મંડીથી તાજુ ચંવર ગાયનું માખણ મળ્યું તે બે રૂપિયાનું ખરીદી તેને તાવી ઘી કરી, મોટા લોટામાં રાખી દીધું હતું, તેનો ઉપયોગ સારી પેઠે કરતા હતા. ભોજનથી નિવૃત્ત થયા તેટલા અરસામાં ચંવગ બેલો પણ ઘાસ ખાઈને તાજા થઈ ગયા. ભોટીઆ લોકો કહે છે કે ટિબેટનું ઘાસ અનાજ જેવું શક્તિ આપનારૂં છે ને તે પ્રાણીઓ થોડું ખાય તો પણ તૃપ્ત થઇ જાય છે. નદી ઓળંગી આગળ ચાલ્યા. ઝડપથી ચાલતા મોટા મોટા ખાડા અને ટેકરા વટાવી તદ્દન કૈલાસ સમીપ આવી ગયા. અમારી એવી ધારણા હતી કે પૂર્ણિમાને દિવસે ગૌરીકુંડમાં સ્નાન કરી કૈલાસની પૂજા કરવી અને ચંદ્રગ્રહણનું સ્નાન પ્રતિપદાને દિને માનસરોવરમાં કરવું જેથી જરાપણ આરામ લીધા કે બીજાને આપ્યા વિના અમે ચાલ્યા કરતા હતા. મોટમોટા ખાડા ટેકરા વટાવ્યા પછી પ્રચંડ પ્રવાહવાળી અત્યંત નિર્મળ અને ઠંડા જળની નદી

આવી તે ઓળંગી કૈલાસ નીચે તળેટીમાં આવી ગયા. કૈલાસ પાસે એક અતિ ઉંચી ધ્વજા છે, તેને સો વાર જેટલા વિસ્તારમાં દોરી બાંધેલી છે. અમે પોતાને અહોભાગ્ય માની કૈલાસને સાષ્ટાંગ દંડવત્ કરી ધ્વજાને ચારવાર પ્રદક્ષિણા કરી સ્તુતિ સ્મરણ કર્યું, બાદ ચાલી નીકળી કૈલાસ સામે ઉંચાઇપર આવેલી પહેલી ગુંફામાં રાતવાસો કર્યો. આજે આશરે દશ માઇલ ચાલ્યા હશું.

## કૈલાસ.

જે દિવ્ય ધામના દર્શન કરવા મનુષ્યો, ઋષિઓ, દેવો અને દાનવો સદાકાળ ઉત્સુક રહે છે તે અલૌકિક કૈલાસ ધામના પ્રત્યક્ષ દર્શન થતા અમારા આનંદનો પાર ન રહ્યો. હવે અમારી ઇચ્છી તેની પ્રદક્ષિણા કરી ચમત્કાર અનુભવવાની હતી. મંદિર કે જેને હુણીઆ લોક ગુફા કહે છે તેમાં રાત્રિ સુઇ રહ્યા. ગુંફામાં લામા પૂજારી રહે છે ને તે બુદ્ધદેવની મૂર્તિ રાખી અખંડ ઘીનો દીવો તથા અગરબત્તી બાળી કપૂરથી પૂજા કરે છે. લામા–ધર્મગુરૂઓ દોઢસો દોઢસો બસો બસો વર્ષની ઉમ્મરના છે ને તેઓ શંકરના પરમ ઉપાસક હોઇ મહાન્ સિધિ ધરાવે છે એવું જે કહેવાય છે તે તદ્દન ખોટું છે. પહેલી ગુંફામાં લામા ફક્ત પચાસથી સાઠ વર્ષના દેખાયા ને તેનામાં સિદ્ધિ ફિદ્ધિ જેવું કશું જણાયું નહિ એટલુંજ નહિ પણ એક ધર્મગુરૂ તરીકેની યોગ્યતાની પણ તેનામાં ખામી જણાણી; કારણ કે તેઓ એક ભિક્ષુકની માફક આઠ આના રૂપિયો રોકડ તથા ખોરાકના પદાર્થ મીઠાઇ વગેરે આતુરતાથી માગીને લેતા હતા,

અને તેમને પોતાનેજ પૂછીને તપાસ કરતા તેઓ શંકરના નહિ કિંતુ બુદ્ધદેવના ઉપાસક છે, એમ ખાત્રી થઇ. પ્રથમ ગુંફા કે જે એક પહાડની મધ્યમાં ૦। માઇલ ઉંચાઈપર છે તે ગુફાની માફક ભોંયરા જેવી છે. ઉપરના માળપર નાનકડા ઓરડામાં મંદિર છે ને બાજુમાં અગાશી છે. તેની નીચેના માળે યાત્રી વર્ગને ઉતરવા સારૂ જગ્યા અપાય છે. જગ્યા ખડબચડી અને વરસાદથી ભીંજાયલી હતી. અહીંનો લામો સંતોષી સ્વભાવનો હતો તેને ટંકો આપતા તે ખુશી થયો. લીલી લાકડી લામાનો માણસ પૈસા લઇને આપે છે પણ તેથી રોટી શેકાવી મુશ્કેલ છે, ચા કોફી મુશ્કેલીથી બની શકે. અમે કશું ન બનાવતા સાથેનો પાક ખાઈ ખરફનું ઝરણામાં વહેતું શીતળ જળ પીધું. ગુંફાની અગાશીપરથી રાત્રે બે ત્રણવાર કૈલાસના દર્શન કરી કૌતુક જોવા ઇચ્છયું પણ કશું દ્દષ્ટિએ પડયું નહિ. બીજે દિવસે સવારે વહેલા ઉઠી ચંવરપર સામાન લાદી સ્વારી કરી ચાલી નીકળ્યા. થોડી ચડાઈ ઉતરાઇ અને એક મોટા ઉગ્ર પ્રવાહવાળી નદીપાર કર્યાં પછી બીજી ગુંફા પહોંચી ગયા. આજે અમારે ગૌરીકુંડ પહોંચી તેમાં સ્નાન કરવાનું હતું, માટે અહીં ન રોકાતા પાછી એક મોટી પ્રવાહવાળી નદી ઉલ્લંઘી ગૌરીકુંડની ચડાઇ ચડવા લાગ્યા. ચડાઇ ચડતા ચંવરપરનો બંધ ઢીલો થતા ને ચંવર લથડતા સામાન સરકી પડયો એથી અમે પણ સામાન નીચે પડી ગયા. પછડાટથી કોઇ ગંભીર ઇજા ન થઇ તો પણ પાંચેક મિનિટ સુધી મૂર્છા આવી ગઇ. કુલીઓએ પાછો સામાન લાદી બંધ મજબૂત રીતે બાંધ્યો એટલે પુનઃ અમે કઠિન ચડાઇ ચડવા લાગ્યા. ચંવર જેવા બળવાન્ પ્રાણી ચડાઇ ચડતા હાંફી જતા હતા તો પછી માણસનું શું ગજું ?

મજૂરસ તો થાકીને તદ્દન લોથજ થઇ જતા હતા. અમને સામાન લાદવામાં વિલંબ થયો તેટલામાં અમારી સાથેના સાધુઓ ધીમે ધીમે આગળ વધી ગૌરીકુંડ પહોંચી સ્નાન કરવા લાગ્યા. અમે તેઓથી અડધો કલાક મોડા એટલે લગભગ બાર વાગે પહોંચી ગયા. હુણીઆ લોક પ્રથમ હિંદુ ધર્મ માનતા હતા ને અત્યારે બૌદ્ધ ધર્મ પાળે છે તો પણ તેઓની કૈલાસ પ્રત્યે શ્રદ્ધા જેવી ને તેવી છે. હજારો હુણીઆઓ કૈલાસના પરમ ભાવથી દર્શન પ્રદક્ષિણા કરે છે. બીજી ગુંફાથી ત્રણ ચાર હુણીઆઓ અમારી સાથે થઇ ગયા હતા, તેઓ પ્રદક્ષિણા કરતા 'માની પેમી' નામનું એક વેંત લાંબુ ચક્કર હાથમાં રાખી ફેરવ્યા કરે છે ને મુખેથી સ્મરણ સ્તુતિ કરતા ચાલે છે.

હવે અમે કૈલાસની બીલકુલ નિકટ–દ્વાર પાસે આવ્યા છીએ એમ અનુભવાય છે, તેથી કૈલાસનો થોડો પરિચય કરાવીશું. કૈલાસ એ એક સમુદ્રની સપાટીથી ૨૯૦૦૦ હજાર ફુટ ઉંચાઇપર આવેલો પર્વત છે. તે જેમ સમુદ્રની સપાટીથી ઉંચામાં ઉંચો છે તેમ આખા ટિબેટમાં પણ એની બરાબરીનો કોઇ ઉંચો પર્વત નથી. તેની ઉંચાઇને લઇ તે ચાળીશ ચાળીશ પચાશ પચાશ માઇલ દૂરથી સમીપ હોય તેમ સ્પષ્ટ દેખાય છે. હિમાલયમાં લાખો અને કરોડો પર્વત છે પણ તે પર્વત એટલે પર્વતજ, તેમાં કોઇપર મંદિરના આકારનો દૈવી ભાસ થતો નથી ત્યારે કૈલાસ કેવળ બરફથી ઢંકાયલો છતાં તે કેમ જાણે રામેશ્વર વૈજનાથ કે કાશી વિશ્વનાથના મંદિર જેવું આબેહુબ મંદિર ન હોય ! એમ દેખાય છે. કૈલાસપર ચારે તરફ કુદરતી રીતે બરફનું મંદિરના ઘુમટરૂપે કારીગરી–કોતર કામ થયેલું દીસે છે ને

ચાર ચોતરાપર ચાર ઋષિઓ કેમ જાણે તપશ્ચર્યા કરવા બેઠા ન હોય? એવું સ્પષ્ટ ભાસે છે. કૈલાસ તો એક વિશાળ મંદિર જેવો પર્વત છે પણ તેની હારના તમામ નાના નાના પર્વતો પણ અસલ મંદિર જેવાજ દેખાય છે. કેમ જાણે તે નાનકડા પર્વતો શિવજીના કુટુંબ કે ગણો માટે બનેલાં ન હોય! તેવી પ્રતીતિ થાય છે. શાસ્ત્ર વર્ણવે છે તેમ ભગવાન શંકરનું નિવાસસ્થાન આ જ કૈલાસ છે એમ તેના દર્શન પરથી સિદ્ધ થાય છે. કૈલાસનું શિખર બરફથી આવૃત્ત છે, જ્યારે બરાબર સૂર્ય તપ્યો હોય ને તેનાપર ધુમસ ન હોય ત્યારેજ શિખરના દર્શન થઇ શકે છે. કૈલાસની આસપાસના પર્વતોપર પણ બરફ છે પરંતુ વિશેષ નથી. કૈલાસપર બરફ હોવાને લઇ ત્યાં અનહદ ઠંડી કાયમ રહે છે, હવા તીક્ષ્ણ ચાલે છે, ને બરફનો વરસાદ પડે છે. આગસ્ટ સપ્ટેંબર એ બે માસજ ત્યાં જવા આવવા જેવું રહે છે બાકી તો દશ માસ બરફ પડે છે ને બરફના ડુંગરા જામેલા હોય છે તેથી કોઇ સંચરી શકતું નથી. કૈલાસ અને તેની આસપાસના પર્વતોમાંથી કઈ મોટી મોટી નદીઓ નીકળે છે. મૂળમાંથી નદી પ્રકટ થાય છે ત્યારે તેનો પ્રવાહ નાનકડો-ઝરણા જેવડો હોય છે પણ પછી તેમાં સેંકડો ઝરણા ને નદીઓ મળતા તે નદી એક મોટામાં મોટી નદી થઇ પડે છે જેમકે સીંધુ સતલજ વગેરે. કૈલાસને ફરતી ચાર દિશામાં ચાર ગુંફા-ગુફાના મંદિરો છે. કૈલાસ પાસે પહોંચતા દ્વાર શોધવા ને મહાદેવના દર્શન કરવા અત્યંત ઉત્કંઠાથી સર્વત્ર નજર ફેરવી જોયું પણ પથ્થર માટી અને બરફના પર્વત સિવાય દ્વાર કે દેવ ઉભયમાંથી એકેય દ્રષ્ટિએ પડયા નહિ. ગૌરીકુંડ કૈલાસના પેટામાં એક તળાવ જેવડો મોટો કુંડ છે, કહેવાય છે કે તેમાં શિવજી પાર્વતી સાથે

નિત્ય સ્નાન કરવા આવે છે. તે કુંડ એ એક કુંડ છે એમ દૂરથી કે નજીકથી જોનારને સમજાય તેમ નથી કારણકે તેના પર દૂધના ફીણ જેવો શ્વેત બરફ એક એક હાથ જામેલો છે, તેમાં સ્નાન કરનારને લાકડી કે પથ્થરવતી બરફ કાપી સ્નાન કરવું પડે છે. બરફ કાપતા નીચે અતિ નિર્મળ ઉપમા ન આપી શકાય એવું ઠંડુ જળ દેખાય છે. અમે તે પવિત્ર જળમાં સ્નાન કરી સર્વ સ્નેહી સંબંધીઓને યાદ કરી ધૂપદીપ નૈવેદ્યથી કૈલાસની પૂજા કરી પરંતુ સ્નાન કરવાથી થોડો વખત શરીર ચેતનહીન રહ્યું ને હાથ પગમાં તો કલાક સુધી વિંછીના તીવ્ર ડંખ જેવી વેદના થતી રહી. તડકાના અભાવે ધુમસ થતા વિશેષ ઠંડી જણાઇ. કૈલાસમાં ભલે અમને શંકરના પ્રત્યક્ષ દર્શન થયા નહિ પણ ગૌરીકુંડના સ્નાનથી અને કૈલાસના દર્શન તથા પૂજાથી અમે શંકરનાજ દર્શન થયેલા સમજી આત્માને કૃતાર્થ માન્યો. ગૌરીકુંડ સ્નાન અને કૈલાસ દર્શનથી અમે અમારા જન્મને સફળ માની અમારા સર્વ મનોરથ સિદ્ધ સમજ્યા. અમારૂ હૃદય તો પરમ આસ્તિક હોઇ કૈલાસના દેવત્વને માનેજ પરંતુ નાસ્તિકોના ચિત્ત પણ સહજ નમી પડી દેવના દેવત્વને સ્વીકારે છે. એક નાસ્તિક જેવો સંયુક્ત પ્રાંતનો વતની જે માસ્તર નામથી ઓળખાય છે કે મનમોજીપણાથી હવા ખાવા અને દૃશ્ય જોવા પાંચેક વર્ષથી બદ્રીનારાયણમાં રહે છે, તે ગઈ સાલ કૈલાસ જોવા પણ આવેલો, તેનો ભેટો અમને બદ્રીનાથમાં થતા કૈલાસ વિષે વાત નીકળતા તેણે કૈલાસનું દેવત્વપણું મુક્તકંઠે સ્વીકાર્યું એટલુંજ નહિ પણ તેની તે ભક્તિભાવથી પ્રશંસા સુદ્ધાં કરવા લાગ્યો. ગૌરીકુંડમાં સ્નાન કરી કૈલાસનું વિધિસર પૂજન કર્યા પછી સાધુઓને તથા પહાડી બ્રાહ્મણોને દક્ષિણા અને દ્રાક્ષ વગેરે ખાવાનું આપી

અમે પણ પાક ખાઇ જળપાન કર્યું ને પછી ચાલી નીકળ્યા. બીજી ગુફાથી ગૌરીકુંડ માત્ર બે માઇલ હશે. ગૌરીકુંડથી પાંચેક મિનિટ ચડાઇવાળે રસ્તે ચાલ્યા પછી એક માઇલ જેટલી સખ્ત ઉતરાઇ ઉતરવી પડી. ઉતરાઇ ઉતરતા ખાડા ટેકરાવાળા અત્યંત ખરાબ રસ્તે અમે તથા ચંવર ન ગબડી પડીએ તેની ખાસ કાળજીથી સંભાળ રાખવી પડતી. ક્ષણે ક્ષણે પડવાની બીક રહેતી હતી. ઉતરાઇ ઉતર્યા પછી પણ રસ્તો ખાડા ટેકરા અને કાદવ કીચડ ઝરણાવાળો આવ્યો જ્યાં ચંવર ખુંચી જતા હતા. સાંજે છ વાગે ત્રીજી ગુંફા પહોંચ્યા. ત્રીજી ગુંફા–બૌદ્ધના મંદિરમાં પહોંચ્યા પછી તુરતજ કોફી સાથે સત્તુ સાથે ખાઇ લીધું. પહેલી રાત્રિ વીત્યા પછી પહાડીઓ તથા સાધુઓ બહુ અનુકૂળ થઇ વર્તતા હતા, ને આજે તો ધર્મ સંબંધી બહુ વાર્તાલાપ પણ ચાલ્યો. રાત્રે ચંદ્રગ્રહણ જોયું પણ દેખાયું નહિ. લામાને ટંકો આપી ખુશી કર્યો પછી બીજે દિવસ સવારે વહેલા ચાલી બપોરે બે વાગે માન સરોવર પહોંચ્યા. ત્રીજી ગુંફાથી નીકળ્યા બાદ બે માઇલનો રસ્તો ચડાઇ ઉતરાઇવાળો આવ્યો ને પછી અત્યંત મોટા પ્રવાહવાળી નદી આવી તે પાર કરી છ માઇલ મેદાનપર ચાલ્યા એટલે રકસતાળ સરોવર દેખાયું. રકસતાળ નજીક આવતા રસ્તો ભીનો કાદવ કીચડવાળો અને ઠેકઠેકાણે નદીનાળાવાળો આવ્યો જેમાં અમે તથા ચંવરો અનેકવાર ખુંચી ગયા. લાકડીના ટેકાવતી કીચડમાંથી અમે બહાર નીકળી ચંવરોપરનો સામાન ઉતારી ચંવરોને બહાર ખેંચી કાઢયા હતા. રકસતાળ પાસેથી ધારવાળા રસ્તે બે માઇલ ચાલતા જેના દર્શન સ્નાનની વર્ષો થયા ઉપાસના કરતા હતા તે માનસરોવર પહોંચી તેના તટે આવેલી ગુંફામાં ઉતારો કરી સરોવરમાં સ્નાન કરવા ગયા.

# માનસરોવર.

આજે અમારા આનંદની સીમા ન હતી, આજે અમારો પંદર વર્ષનો સંકલ્પ ફળિભૂત થતા અમે અમારી એકોતેર પેઢીને ધન્ય માની, આજે દેવતાઓના રમણ સ્થાનના દર્શન કરતા અમે અમોને પરમ ભાગ્યવાન્ ગણ્યા. પળે પળે મૃત્યુ ઉપજાવે એવા અનેક સંયોગ અને સંકટ પસાર કરી સાડાચાર માસની તપશ્ચર્યા પછી જેનું અનુપમ સૌંદર્ય નિહાળવા સૃષ્ટિના સમર્થ જ્ઞાની પુરૂષો નિશદિન ઇચ્છા સેવે છે તે માનસરોવરના દર્શન થતાંજ અમે પરમ ભક્તિભાવથી તેની જય બોલાવી પ્રણામ કર્યા. માનસરોવરના પવિત્ર જળમાં સ્નાન કરી કુટુંબી તથા સર્વે સ્નેહી સંબંધી મિત્રોને યાદ કરી બાર ડુબકા માર્યા. ગ્રહણને લઈ તમામ સુતરાઉ કપડા બોળી નાંખ્યા ને પીવાય તેટલું તેના મધુર જળનું પાન કીધું. સ્નાન પાનથી નિવૃત્ત થતા સરોવરમાંથી બહાર નીકળી ભીંના કપડા બદલી નાંખ્યા ને સંધ્યા પૂજા કરવા બેઠા. સંધ્યા પૂર્ણ થતાં માનસરોવરના કાંઠે કાંઠે તેના અલૌકિક સૌંદર્યનું નિરીક્ષણ કરતા થકા ટેલવા લાગ્યા. ટેલતા ટેલતા જે અનુભવ થયો તે આ પ્રમાણે છેઃ—

માનસરોવર એ એક સમુદ્ર જેવડું વિશાળ સરોવર છે. તેની લંબાઇ આશરે સાડાચાર માઇલ હશે ને પહોળાઇ ત્રણ માઇલ હશે. તેની ફરતી નાના પર્વતોની વાડ છે. જળ સ્ફાટિક મણિ જેવું અત્યંત નિમળ, મધુર અને સમશીતોષ્ણ છે. જળનો રંગ નીલવર્ણ–ઘનશ્યામ છે. તેના કિનારે અમુક અમુક જગ્યાએ મેદાન છે, જયાંથી સરોવરમાં ઉતરી સ્નાન થઇ શકે છે.

સરોવરના કાંઠે કાંઠે કુવળ જેવુ સૂકુ સુંવાળું ઘાસ તરે છે પણ તેની ખુબી એ છે કે તે ફક્ત કાંઠેજ તરે છે, અંદર જતું નથી. સરોવર મધ્યમાં તો હજારો મસ્તક ઉંડુ જણાય છે પણ કિનારેથી એકસો વાર દૂર સુધી તેમાં સ્નાન કરવાર્થે ઉતરતા જળ કેડસુધી સ્પર્શ કરે છે. સરોવરમાં નાની નાની કાંકરી પથરાયલી છે ને તે એટલી સુંવાળી છે ને એવી સરસ રીતે ગોઠવાયલી છે કે તેનાપર ઉભા રહેનાર કે ચાલનારને જરા પણ તે ખુંચતી નથી. સરોવરમાં હંસ પક્ષીના જોડા રહે છે ને તે ચારો ચરતા અહીં તહીં ફરે છે. અમે જયાં સ્નાન કરી વાસ કર્યો હતો ત્યાં તેનું આગમન ન થતા તે અમારી દૃષ્ટિએ પડયા નહિ, પણ બતકના ટોળાના ટોળા તરતા હતા. માનસરોવરની અંદર કઇ નદીઓ આવે છે ને કઇ બહાર નીકળે છે. માનસરોવર તટે જયાં અમે પ્રથમ ગુંફામાં ઉતર્યા હતા ત્યાંથી પણ એક મોટો નદ જેવડો પ્રવાહ નીકળી રકસતાળમાં જતો હતો. લોકો કહે છે કે માનસરોવર અને રકસતાળ વચ્ચેની ભૂમિમાં જગ્યા જગ્યાપર સોનું પ્રાપ્ત થઇ શકે છે. થોડા વર્ષ અગાઉ એક હુણીઆએ જમીન ખોદી સોનું કાઢયું હતું પણ ટિબેટ સરકારે હુકમ ફરમાવી તે ખોદી કાઢેલું સોનું પાછું ડટાવી ભવિષ્યમાં કોઇપણ માણસ જમીન ખોદી ન શકે તેવી સખ્ત આજ્ઞા કરી છે. સરકારની આજ્ઞાનો ભંગ કરનારને ટિબેટમાં જેલ કેદની શિક્ષા કરવામાં આવતી નથી પણ કુકરીથી ધડ માથું જૂદું કરવાની અથવા ઉઘાડે શરીરે ખસો ખસો ફટકા મારવાની અતિ આકરી શિક્ષા થાય છે. સોનાની ખાણની બાજુમાં નિમક અને સોહાગાની પણ ખાણો છે. અહીં સૂર્ય તપતો હોય છતાં જેત જેતામાં વાદળ વિના આકાશમાંથી બરફનો વરસાદ પડવા માંડે છે અને ધુમસ તથા હવાના

સુસવાટા શરૂ થઇ છાતી વીંધી નાંખે છે, તેમ જ્યારે બરફ પડે છે ને હવા આવે છે ત્યારે ઠંડીપણુ અસહ્ય પડે છે. કૈલાસની આસપાસ જેમ ચાર દિશામાં ચાર ગુંફા છે તેમ માનસરોવરની આસપાસ પણ આઠ ગુંફાઓ છે પરંતુ માનસરોવરને પ્રદક્ષિણા ભાગ્યેજ કોઇ કરે છે કારણ કે રસ્તો બહુ લાંબો અને વિકટ છે. કઇ નદી નાળા અને બરફવાળા પર્વતો ઓળંગવા પડે છે, પંદર પંદર દિવસની ખોરાકી સાથે રાખવી પડે છે ને સાથે સાથે ખુનીઆ ડાકુ-લુટારૂઓનો ભય રહે છે

આ અદ્‌ભુત અલૌકિક સરોવર વિષે શાસ્ત્ર એમ કહે છે કે તેમાં દેવતાઓ તથા ગંધર્વો અપ્સરાઓ સાથે વિમાનમાં આવાગમન કરી સ્નાન કરે છે, અમૃત પાન કરે છે, રમણ કરે છે, ને પુષ્પનો વરસાદ વરસાવી દુંદુભીના નાદ કરે છે; પરંતુ અમે અડધો દિવસ અને આખી રાત્રિ અત્યંત આતુરતાથી સૂક્ષ્મ રીતે તેવા દૈવી ચમત્કારોનું નિરીક્ષણ કરતા માનસરોવરના કાંઠે બેઠા છતાં તેમાનું કશું અમને દેખાયું નહિ. અલબત્ત અમે જેવી માનસરોવરની અપ્રતિમ સુંદરતા નિહાળી તેવી સુંદરતા પૃથ્વીપર અન્યત્ર ક્યાંય નિહાળી નથી અને ભવિષ્યમાં નિહાળી શકવાના નથી. માનસરોવરનું સૌંદર્ય એટલું અલૌકિક છે કે અમે તો શું પરંતુ મહાસમર્થ કવિઓ પણ તેનું વર્ણન કરી શકે એમ નથી. પરમાત્મા વિષે જેમ વેદ સ્વરૂપનું વર્ણન કરતા કરતા 'નેતિ નેતિ' કહે છે તેમ માનસરોવરના અદ્‌ભુત સૌંદર્ય વિષે પણ કહ્યા વિના છૂટકો નથી. માનસરોવરના દર્શન સ્નાનથી અમારા હૃદયની સર્વ અભિલાષા

અનુભવવાની ઇચ્છા અવશેષ રહી હતી; પરંતુ ડાકુ-લુટારૂઓનો ભય ક્ષણે ક્ષણે લાગતો હોવાથી બીજે દિવસ આઠવાગે સ્નાન પાન કરી, જળની લોટીઓ ભરી, પુનઃ પુનઃ દંડવત કરી તકલા-કોટ તરફ ચાલી નીકળ્યા. કૈલાસ તથા માનસરોવરની આસપાસ પંદર પંદર માઇલ સુધી ગામ કે મકાન નથી. તેમ બરફ પડવાને લીધે વૃક્ષ વનસ્પતિ ઉગી શકતા નથી માત્ર બોરડી જેવડા નાનકડા કાંટાળા ઝાડ તથા ઘાસ કયાંક કયાંક ઉગે છે, માનસરોવરમાં મોટા મોટા મગરમચ્છ હોવાનું કહેવાય છે તે સરોવરની અંદર જરૂર હશે પણ અમને કયાંય કાંઠા પર જણાયાં નહિ અહીં પણ અમને કેમેરા બહુ યાદ આવ્યો.

## તકલાકોટ.

ધીમી ધીમી ચડાઇવાળો રસ્તો માનસરોવરના કિનારે કિનારે જવા લાગ્યો. માનસરોવરની દિવ્યતા જોતા જાતા બે કલાક એટલે દસ વાગે પાણીના નાનકડા પાબોચીઆ સમીપ આવી પહોંચ્યા કે જ્યાં ઘાસ તથા લકડી મળી શકે એમ હતું. ગયું કાલ રસોઇ બનાવવાની લાક ગુફામાં મળી નહોતી તેમ ગુંફાના માણસોએ પાક વગેરે જમતી વખતે વારંવાર ભિક્ષા માગીને તથા નહિ આપતા ચેષ્ટા કરીને ત્રાસ આપી સૂર જમવા દીધા નહોતા તેથી સૌને ભૂખ વ્યાપી હતી. વરસાદ થોડો થોડો વરસી રહ્યો હતો તેમ હવા પણ ઠાઢી લાગી હતી છતાં સૌનો અભિપ્રાય થવાથી અમે કુલીઓ નોકરને ચંવર ઉભા રાખી રસોઇ માટે લાકડી લાવવાનું કહ્યું. કુલીઓ તથા સાધુના માણસો લીલી લાકડી લગ્યા

તે સળગાવી રોટી શેકી નાંખી સૌ જમીને નિવૃત્ત થયા એટલે ચાલવા માંડયું. જેમ અદ્યાપિ પર્યંત ડાબી તરફ માનસરોવરનો કિનારો આવતો હતો તેમ હવે જમણી તરફ રકસતાલ કિંવા રાક્ષસતાલનો કિનારો આવવા માંડયો.

રકસતાલ કિંવા રાક્ષસતલ પણ એક મહાન્ સરોવર છે. માનસરોવર અને રકસતલની વચ્ચે ફક્ત એક માઈલનું અંતર હશે. રકસતાળ માટે એમ કહેવાય છે કે જ્યારે રાક્ષસરાજ રાવણ ભગવાન્ શંકરની આરાધના કરવા અહીં આવ્યો હતો ત્યારે તેણે પાણીની આવશ્યક્તા જણાતા પૃથ્વીને પાટુ મારી આ જળ ઉત્પન્ન કર્યું હતું. રકસતાલની વચ્ચે બે ખડગો છે ને લોકો કહે છે કે હજુ પણ તેમાં તપસ્વીઓ બેઠા બેઠા તપશ્ચર્યા કર્યા કરે છે. રકસતાલની રમણીયતા, જળની નિર્મળતા તથા ગહનતા પણ અત્યંત દર્શનીય છે. કઇ નદીઓ કૈલાસમાંથી અને કઈ માનસરોવરમાંથી નીકળી રકસતાળમાં મળી જાય છે ને મોટી મોટી સીંધુ સતલજ જેવી કઇ નદીઓ તેમાંથી પ્રકટ થઇ વહે છે.

બન્ને સરોવર વચ્ચેના ચડાઇ ઉતરાઇવાળા રસ્તે ચાલતા ચાલતા વરસાદ અને હવાના સખ્ત વાવાઝોડાનો અનુભવ કરવો પડયો. માથાપર છત્રી ઉઘાડી રાખી હતી પણ હવા તેને ખેંચી જતી એટલે છત્રી બંધ કરી ઠંડીથી વિશેષ રક્ષણ મેળવવા સારૂ મુનશ્યારીથી ચાલતી વખતે અમે વિજયસિંહજી પાસેથી બે ઉનની ચાદરો બાર બાર રૂપિયામાં લીધી હતી તે અંગપર ઓઢી લીધી, છતાં હાથ કાન તો ઠંડીથી સાવ ચીમળાઇ ગયા. ચાર માઇલ ચાલ્યા પછી બન્ને સરોવર છૂટી ગયા ને પછી નાના નાના પહાડ વટાવી એક પ્રબળ પ્રવાહવાળી નદી ઓળંગી ખુલ્લા

મેદાનમાં સાંજ પડી જતા મુકામ કર્યો. આજે રસ્તો ખરાબ હોવાથી તેમ હવા વરસાદના સુસવાટા અનુભવવાથી માત્ર છ માઇલ ચલાયું.

ખુલ્લા મેદાનમાં જ્યાં પથ્થરની બે ફુટ જેટલી ઉંચી વાડ હતી ત્યાં રોકાયા પછી કુલીઓ લકડી લાવ્યો એટલે કોફી બનાવી સત્તુ સાથે વાળું કરી લીધું. અમારા સાથીને સત્તુ માફક આવી ગયો હતો પણ અમને તો તે જોયો ગમતો નહોતો અને મોઢામાં નાંખતા ઉલટીજ થવા માંડતી હતી પરંતુ બીજો કોઇ ઉપાય ન હોવાથી તે પરાણે ખાવો પડતો. આજે અહીં ખુલ્લા મેદાનમાં અમે રાતવાસો કર્યો પણ અમારી બીલકુલ નિકટમાં બરફવાળા પર્વતો હતા તેથી ઠંડી અનહદ પડવા સંભવ હતો, આખો દિવસ હવા વરસાદ રહ્યા હતા તેથી હવે રાત્રે હવા ખાલી વરસાદ અવશ્ય પડશે એવું લાગતું હતું ને ડાકુ-લુંટારાઓ પણ આવી પહોંચવાનો ક્ષણે ક્ષણે પૂરેપૂરો ભય લાગતો હતો. તાત્પર્ય કે અમે આજે પૂર્ણ જોખમકારક સ્થિતિમાં હતા પરંતુ જે પરમકૃપાળુ પ્રભુએ અદ્યાપિ પર્યંત અમારૂં રક્ષણ કર્યું હતું તેણે અહીં પણ ઉગારી લીધા. અહીંના ડાકુ-ધાડુપાડુઓ મુસાફર પાસેથી માત્ર પૈસા લઇને અટકતા નથી પરંતુ તે સાથે ખોરાકીની ચીજો તથા કપડા પણ હરી જાય છે ને વખતે મારી પણ નાંખે છે, પ્રભુ પ્રેરણા થાય તો કદાચિત્ તેઓ યાત્રીઓ (નિરાધાર) ને જતા પણ કરે છે. ભલે ડાકુઓ કદાચિત્ મનુષ્યને મારી ન નાંખે છતાં તેની પાસેના કપડા ખોરાક લઇ લે એટલે તે લુટાયલો માણસ અહીંના હવાપાણી અને નિર્જનતાને લીધે વગર મોતે મરેલોજ સમજવો. આવી મુસાફરીમાં નાનકડો તંબુ અને રાઇફલ જેવા હથિયારો ત્રણ ચાર જણા સાથે હોય તો ઘણો બચાવ થઇ શકે એમ

અનુભવે અમને શિખવ્યું. શાંતિ પ્રિય અંગ્રેજ બહાદૂરે કૃપા કરી કેટલાક ભોટીઆઓને બંદુક રાખવાના પરવાના આપ્યા છે તો પણ પોતાના આત્મરક્ષણ માટે તેઓ રાઇફલ વગેરે બીજા અનેક હથિયારો વગર પરવાને પણ રાખે છે કારણકે હિંદુસ્થાનની માફક અહીં ગહન પહાડોમાં તેઓની કોઇ ઝડતી લઇ શકે એમ નથી, ને કદાપિ કોઇ પોતાની અસાધારણ સત્તાની રૂએ ઝડતી લે તોપણ પત્તો લાગી શકે એમ નથી.

શ્રાવણ વદિ ૩ ને ગુરૂવાર પ્રાતઃકાળ છ વાગે મેદાનમાંથી ચાલી નીકળ્યા. એકાદ માઈલ મેદાનપર અને પછી થોડી ચડાઇ ઉતરાઇવાળા પહાડના રસ્તે બે માઇલ ચાલ્યા ત્યારે ખેતી જોવામાં આવી. તે જવની ખેતી કરનારા સાથે અમારા હુણીઆને સંબંધ હોવાથી તેણે તે તરફ ચંવર હાંકી ખેતી પાસેના મેદાનમાં એક ઝરણા નજીક ચંવર ઉભા રાખી રોટી જલ્દી બનાવી લેવાનું કહી તેના ઓળખીતા હુણીઆના તંબુમાંથી લકડી લાવ્યો. શૌચથી પરવારી ઝટ રોટી બનાવી અમે જમી લીધું ને રસ્તે પડયા. ચંવર બેલની જાત અતિશય મજબૂત રહે છે, કાંધે પૂછડે માથે ને ગોઠણે ચંવરને વાળના જુથ હોય છે તેમ આખા શરીરે પણ સ્વાભાવિક રીતે ઠંડા પ્રદેશને લઈ મોટા વાળ હોય છે, અમે તેટલો તેનાપર બોજો નાંખ્યો હોય ને ઉપર માણસ ચડી બેઠો હોય તોય તે પ્રાણી ગણકારતું નથી ને વિકટ ચડાઇ ઉતરાઇ ચડી ઉતરી ભયંકર વેગવાળી નદીઓ તરી જાય છે. વળી જ્યારે એક એક ખચ્ચરના અઢીસો રૂપિયા કિંમત પડે છે ત્યારે ચંવરની ફક્ત ૫૦ થી ૬૦ રૂપિયા કિંમત હોય છે છતાં તે પ્રાણી પોતાની મેળે ભાગ્યેજ ચાલે છે. રસ્તાની માણસને ખબર ન

હોય તો ચંવર યોગ્ય માર્ગે ચાલી પહોંચાડે છે પણ તે વારંવાર રસ્તામાં ઘાસ ખાવા ઉભું રહી જાય છે. સાથે બે ત્રણ બીજા ચંવર હોય તો એક બીજા એક બીજાની આગળ ચાલવાની સ્પર્ધા કરે છે ને પછી એકાદ આગળ થતા તે પણ ચાલતું નથી. વળી તેને પાસે લાવી ઉભું રાખી સામાન લાદતા, ઉતારતા ને સ્વારી કરતા કે તે પરથી નીચે ઉતરતા હુણીઆને તેની બહુ ખુશામત કરવી પડે છે. ખુશામત કરવા છતાં કેટલીક વેળા તે પાટું મારી મારવા દોડે છે. સામાન લાદવાના ચંવર મોકળા હોય છે પણ સ્વારી કરવાના ચંવરના નાકમાં નાથ નાખેલી હોય છે જૈન લોકો મંદિરમાં ચંવર વાપરે છે તે આજ પ્રાણીઓ–ગાય બળ-દના પૂછડાં હોય છે, જે વાપરવાથી અહિંસાનું તત્વ બીલકુલ સચવાતું નથી કારણ કે પૂછડું કાપતા ચંવરને બહુ કષ્ટ થાય છે. જમ્યા પછી ક્યાંય રોકાયા વિના ચાલતા બપોરે બે વાગે આઠ માઈલ ચાલી પુડાંગ ગામ થઈને તકલાકોટ મંડી પહોંચ્યા.

તકલાકોટ મંડી પહોંચ્યા પહેલા એક માઈલે પુડાંગ ગામ આવે છે ત્યાં હુણીઆઓના છૂટા છવાયા ૨૫–૩૦ મકાનો છે. તેઓ જવની અને મટર ( વટાણા ) ની ખેતી કરે છે. નદી અને ઝરણાઓને ધોરીઆના રૂપમાં વાળી ખેતરોને પાણી પાય છે. તકલાકોટ મંડીમાં બે વિભાગ છેઃ–એક નદીના આ તટે છે તેમાં હુણીઆ લોક તંબુ નાંખી પોતપોતાનો માલ વેચે છે ને બીજો નદીપરનો પૂલ ઓળંગી સામેપાર અડધો માઇલ દૂર છે જ્યાં ભોટીઆ લોક મકાન જેવડી ઉંચી માટીની દિવાલો ચણી તેના પર તંબુ નાંખી એકમાં રહે છે ને બીજામાં કાપડ કરીઆણું વગેરે માલ ગોઠવી વેપાર કરે છે. અમારો હુણીઓ નોકર તેના બીજા

જાતભાઈઓ કરતા અમારી સાથે ઠીક વર્તલો એમ અમને લાગતું હતું ને તેથી અમે તેને વારંવાર રોટી પાક મેવો વગેરે આપી ખુશ રાખતા હતા. હુણીઆ લોક ( ટિબેટીઅન ) એટલા જંગલી વિચારહીન હોય છે કે કોઈ ગમે તે એંઠું જુઠું આપે છે તોપણ તત્કાળ તેઓ રાક્ષસની માફક ખાઇ જાય છે. તે જયારે ખાવા બેસે છે ત્યારે મોટો ટોપ ભરી મીઠાનો ચા ઉકાળ્યો હોય તે સત્તુ સાથે ખાઇ જાય છે ને તદુપરાંત માંસ ન રંધાયું હોય તો કાચેકાચું ખાઈ લે છે છતાં તે આખો દિવસ બેસતા ઉઠતા હાલતા ગમે તે વસ્તુ મોઢામાં નાંખી ભચડયા કરે છે. તકલાકોટ મંડીના પૂલ પાસે આવ્યા ત્યારે તેણે અમને ચંવરથી ઉતારી અમારો સામાન પણ નીચે નાંખ્યો. મિલમવાળા દોલતસિંહજી કે અહીં ઉન ખરીદવા આવ્યા હતા તેનો સમાગમ થતા તેણે નંદરામ ગરબ્યાલ કે જેનાપર વિજયસિંહજીના ભાગીદાર જશ-પાલે અમને ભલામણ પત્ર લખી આપ્યો હતો તેના મકાને લઇ જવા માટે હુણીઆને ઘણો સમજાવ્યો છતાં તે કોઈ રીતે સમજયો નહિ ત્યારે દોલતસિંહજીએ અને તેના માણુસોએ અમારો સામાન ઉંચકી લીધો. નંદરામ ગરબ્યાલનું મકાન પૂછતાં પૂછતાં અમે તેને ત્યાં ગયા ને ભળામણ પત્ર આપી બેઠા. તે ભલા ગૃહસ્થે પ્રેમપૂર્વક સત્કાર કરી ગાદીપર બેસાડયા ને રસોઇની ગોઠવણ કરી આપી. બાદ અમે આવતી કાલે નીચે જવા માટે ઝપુ કે ખચ્ચર કાંઇ વાહનની તજવીજ કરી આપવા કહ્યું. સાંજે પાંચ છ ભોટીઆઓ સાથે બેસી અમો પ્રાસંગિક વાતો કરતા હતા. કૈલાસ માનસરોવરની યાત્રાની વિકટતા અને તેમાં પણ મિલમ તથા ઉંટાધુરાના જીવલેણ માર્ગ વિષે વાત નીકળી ત્યારે તેઓએ કહ્યું કે તેઓના કરતા અમારૂં દુઃખ વિશેષ છે.

અહીંથી તમે નીચે જશો ત્યારે નીરપાણીઆનો માર્ગ કેટલો ભયંકર દુઃખદાયક છે તેનો તમને અનુભવ થશે. અમારામાં અજ્ઞાનતા અને અવિદ્યા ઘણી છે તેથી અમે અમારા દુઃખ દર્દનો કાંઇ ઇલાજ કરી શકતા નથી તેમ કોઇ પાસે કરાવી શકતા નથી. મિલમમાં તમે જેમ ઉપદેશ આપી ત્યાંનો રસ્તો સુધારવા માટે બનતું કરવાનું લક્ષમાં લીધું છે તેમ અહીં પણ કૃપા કરી ઉપદેશ આપો ને અમારો રસ્તો સુધારવા બનતું કરો. આવતી કાલે અમારાપર મે. કરી અહીં રોકાઇ જાવ જેથી અમે અમારી સઘળી હકીકત તમારી પાસે નિવેદન કરી શકીએ ને તમારા સુખનો ઉપદેશ સૌ એકત્ર થઇને સાંભળી શકીએ.

આગેવાન માયાળુ ભોટીઆઓના આગ્રહથી અમે આવતી કાલે જવાનું મુલતવી રાખ્યું ને મોડી રાત સુધી બેસી તેઓના રસ્તાના કષ્ટ, સુખ દુઃખ, વેપાર વાણિજ્ય, રીતરિવાજ વગેરેની હકીકત સાંભળી લીધી ને બીજે દિવસ ખુલ્લા મેદાનમાં સભા ભરી “ધર્મ અને ઉન્નતિ” એ વિષયપર બપોરના ચાર વાગે ભાષણ આપ્યું. સભામાં ઘણાખરા ભોટીઆઓ હાજર હતા, તેઓ વ્યાખ્યાન સાંભળી બહુ પ્રસન્ન થયા ને વધારે સમય રોકાઈ જઇ ઉપદેશ આપવા માગણી કરી પરંતુ અમે અનેક કારણો દર્શાવી વિનયપૂર્વક તેઓની માગણીનો અસ્વીકાર કર્યો.

જુવાર-મિલમના ભોટીઆઓ માટે જેમ ટિબેટ સાથે વેપાર કરવા સારૂ જ્ઞાનીમ મંડી છે, ધર્માના ભોટીઆ માટે જેમ છકડા મંડી છે ને બદ્રીનાથ પાસે માનાગ્રામના ભોટીઆ માટે જેમ ગરતોક મંડી છે તેમ વ્યાસ ચૌદાસ-ગરબ્યાંગના ભોટી-આઓ માટે તકલાકોટ મંડી છે. તકલાકોટ મંડીમાં ગરબ્યાંગ અને

તેની પટીના સાત ગામના ભોટીઆ વેપારી પાંચ મહિના વેપાર્થે રહે છે. અહીંના ભોટીઆ પણ જ્ઞાનીમ મંડીની માફક કાપડ આપે છે ને હુણીઆઓ પાસેથી ઉન નિમક સોહાગો વગેરે ખરીદી નીચે લઈ જાય છે; પરંતુ અહીંનો વેપાર જ્ઞાનીમ કરતા પ્રમાણમાં ઓછો છે. જે જાતિના મિલમમાં ભોટીઆ છે તે જાતિનાજ અહીં ગરવ્યાંગ ચૌદાસના ભોટીઆ ખરા; પરંતુ તેઓના રીતરિવાજ ભાષા અને પહેરવેશમાં મોટો ફરક છે, તેઓ કન્યા પણ પરસ્પર લેતા દેતા નથી, માત્ર સાથે ભોજન કરે છે. પુડાંગની માફક તકલાકોટમાં પણ પહાડની ભેખડમાં ઘરો બનાવી રહેતા ને પાસેની જમીનમાં ખેતીવાડી કરતા કંઇ હુણીઆઓને અમે જોયા. બાબુ નંદરામ ગરવ્યાલ તકલાકોટમાં એક આગેવાન માયાળુ ઉદાર અને સુખી સજ્જન ભોટીઆ વેપારી છે. તેમણે અમારી ઉપર અસાધારણ પ્રેમ દર્શાવી આગતાસ્વાગતા કરી બે માસ થયા અમે દૂધ કે દહીંને નજરે પણ જોયા નહોતા તે તેણે પ્રેમથી ખુબ હાજર કરી દીધા; એટલુંજ નહિ પણ એક ભોટીઆના ઝુપુપરથી નિમક ઉતારી પોતાને ત્યાં રાખી લીધું અને અમારો સામાન મૂકાવ્યો અને પોતે પોતાને ઘેર (ગરવ્યાંગ)થી નિમક બદલામાં આપવાનું સ્વીકારી ગરવ્યાંગ તેના ભાઇપર ભલામણપત્ર લખી આપ્યો છતાં તેણે અમારી પાસેથી ઝપુના ભાડાનો એક પૈસો લીધો નહિ એ તેમનો ઉપકાર તથા ભલાઇ અમે કદીપણ ભૂલીએ તેમ નથી. જેમ નંદરામજી પોતે લાયક છે તેમ તેમના ભાઇઓ કલ્યાણસિંહજી, ઉત્તમસિંહજી, દિલીપસિંહજી તથા નંદરામજીના જ્યેષ્ટ પુત્ર પણ લાયક છે. ધુરો પસાર કરતા અસાધારણ બરફને લીધે બાબુ નંદરામજી તથા તેમના ભાઇના પગના આંગળા સદંતર નાશ પામ્યા હતા ને લંગડા બનવા છતાં હજુ પણ પીડા

ભોગવવી પડે છે એ હુણયે પગ ખોલીને અમને બતાવ્યું જે જોઇ અમને બહુ ખેદ થયો. બીજા ધુરા કરતા આ ધુરાને સરળ ધારી કેટલાક સાધુ સંતો કૈલાસ માનસરોવરની યાત્રાર્થે અહીંથી ગયા હતા, તેઓ યાત્રા પૂર્ણ કરી પાછા ફરી અહીં આવેલા દૃષ્ટિએ પડયા, તેમાં ત્રણેક તો બિમારીને લઇ તુરતમાં નીચે જઇ શકે એમ નહોતું. તકલાકોટથી બોચરનાથ નામના તીર્થમાં જવાય છે પણ અમે ત્યાં ગયા નહિ; કારણ કે હવે અમારે જલ્દી ઘેરના ખબર જાણી ઘેર પહોંચવાની જરૂર હતી. ભોટીઆ લોક કહે છે કે કૈલાસ માનસરોવરની યાત્રાર્થે હિંદુસ્થાનમાંથી તો ગૃહસ્થ ભાગ્યેજ કોઈ આવે છે પણ સંસારની દરકાર વગરના સાધુસંત સોથી સવાસો દર વર્ષ આવે છે.

## ગરબ્યાંગ.

તકલાકોટ મંડીથી શ્રાવણ વદિ ૫ ને શનિવારે સાત વાગે ગરબ્યાંગ તરફ રવાના થયા. બાબુ નંદરામજી તથા તેના ભાઇ કલ્યાણસિંહજી અમારો સામાન ઝપુ ઉપર લદાવી થોડે દૂર સુધી વળાવા આવ્યા. તકલાકોટમાં વરસાદ તથા બરફ ઓછો પડે છે, કવચિત્જ પડે છે ને તેથી ઠંડી પણ ઓછી રહે છે છતાં આજે વરસાદ વરસતા ઠંડીનો ચમકાર હતો. નદીપરનો પૂલ પસાર કરી સીધા રસ્તે બે માઇલ ચાલ્યા પછી વરસાદ બંધ થતાં તડકો નીકળ્યો. રસ્તો સારો હતો પણ ઝરણા અને નદી આવ્યા કરતા હતા. બાદ એક મોટી વેગવથી નદી ઓળંગ્યા પછી ત્રણ માઇલની ચડાઇ ચડી લીપુધુરા પહોંચી ગયા. ચડા

ચડતા વારંવાર થાક લાગતો ને શ્વાસ ચડતો હતો પણ ચડાઇ વિશેષ કઠિન ન હતી તેથી થોડો વખત થાક ખાતા નવી શક્તિ પેદા થતી હતી. લીપુધુરા નજીક પહોંચ્યા ત્યારે તેના પેટામાં અને આસપાસના પર્વત ઉપર બરફ પથરાયલો હતો પણ થોડો ને ફક્ત બસો બસો વાર જેટલી ત્રણ જગ્યામાંજ પસાર કરવાનો હતો જે અમે સપાટામાં કરી ગયા. લીપુધુરાના શિખરે પહોંચતા પુનઃ હિમાલયના ઉન્નત પર્વતો રૂપી હિંદુસ્થાનની ભૂમિના દર્શન થયા તેથી અપાર આનંદ થયો. આનંદના ઉભરામાં બદ્રીવિશાલકી જય બોલાવી દશેક મિનિટ એક તરફ ટિબેટ અને બીજી તરફ હિમાલયનું નિરીક્ષણ કરતા બેઠા. આ ધુરો નજીક તથા સરળ હોવાથી કંઇ ભોટીઆ સ્ત્રી પુરૂષો આવતા જતાં નજરે પડતા હતા. પુરૂષો વેપારાર્થે અને સ્ત્રીઓ માનસરોવરની યાત્રાના હેતુથી જતી હતી. કૈલાસ તથા માનસરોવર સામે મુખ કરી છેલ્લીવારના દંડવત્ કરી જય બોલાવી આગળ ચાલ્યા. હવે ઉતરાઈ ઉતરવાની હતી તેમ રસ્તો સારો હતો તેથી ઝડપથી ચાલી ઉતરાઈ ઉતરી મેદાનવાળા રસ્તે એક ભોટીઆના પડાવ પાસે ઝપુ બેલ આવવાની રાહ જોતા બેઠા. એક કલાક રાહ જોયા પછી ઝપુ બેલ દેખાયા ત્યારે પુનઃ ચાલવા માંડયું. રસ્તામાં આવતા બન્ને બાજુ હિમાલયના અતિ ભવ્ય પહાડો તથા તેમાંથી બરફ પીગળી પ્રકટ થતા અસંખ્ય નાના મોટા ઝરણા અને નાળા વટાવી આઠ માઇલ ચાલી સાંજે એક ઉપર એક ખડકેલા પથ્થરની નાની નાની ઓરડીઓવાળી ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં ઠેકઠેકાણે લીલું ખડ તથા નાનકડી લકડી ઉભા હતા. ભોટીઓએ ઝપુ ઉભા રાખી તેનાપરથી સામાન ઉતાર્યો ને પછી ઝપુને ચરવા મૂકી દઈ પોતે લકડી લઇ આવ્યા એટલે લકડી

સળગાવી રોટી બનાવી જમ્યા ને ઇશ્વરસ્મરણ કરી સુઇ રહ્યા. અહીં ત્રણ ભોટીઆ સ્ત્રીઓ પણ માનસરોવરની જાત્રાએ જતા અમારી બાજુની ઓરડીમાં ઉતરી હતી.

બીજે દિવસ સવારે છ વાગે ઉઠી ચાલવા ઇચ્છયું પણ વરસાદ પડતો હતો તેથી તે બંધ થવાની રાહ જોતા બેઠા. ભોટીઆઓએ કહ્યું તમે ખુશીથી આગળ જાવ, સામાન માટે ચિંતા કરો નહિ, અમે સંભાળીને લાવીશું. ગરબ્યાંગ જલ્દી પહોંચવાની ધારણાથી અમે આગળ ચાલ્યા, વરસાદ થોડીવારે બંધ થયો ને દશવાગે કાળાપાણી પહોંચ્યા. કાળાપાણીમાં પાંચ છ મકાન અને પુષ્કળ ખેતરો છે. ખેતરોમાં ઓગલ, જવ તથા બટેટાનું વાવેતર હતું. કાળાપાણીમાં રસોઇ કરી જમવાની ઇચ્છા હતી પણ રસોઇનો સામાન સાથે ન હોવાથી તેમ ઘણીવાર રાહ જોતા ઝપુવાળા નહિ આવવાથી આગળ ચાલી નીકળ્યા. કાળા-પાણીની નદીપરનો પૂલ પસાર કર્યા પછી વૃક્ષ વનસ્પતિ અને ખેતી ઠામ ઠામ દષ્ટિએ પડે છે. રસ્તો પણ નદી કિનારે કિનારે જાય છે. ચાર માઇલ ચાલ્યા પછી બે માર્ગ આવ્યા, અમે ભૂલથી ગરબ્યાંગનો માર્ગ છોડી બીજા માર્ગે ચડી ગયા. એક માઇલ દૂર નીકળી ગયા પછી એક ભોટીઆને રસ્તા વિષે પૂછતાં તેણે કહ્યું કે તમે રસ્તો ચુકી ગયા છો માટે પાછા જાવ ને નદીપરનો પૂલ ઓળંગી સામેના રસ્તે જજો, હજુ ગરબ્યાંગ સાડાચાર માઈલ બાકી છે. બાર વાગી ગયા હતા, ખુબ ભૂખ્યા થયા હતા, પાસે ખાવાનું કાંઇ સાધન નહતું છતાં રસ્તો ભૂલ્યા તેથી બહુ દુઃખ થયું પણ આગળ ચાલવા સિવાય બીજો ઉપાય નહોતો એટલે પાછા ફરી પૂલ ઓળંગી સાંજે ચાર વાગે ગરબ્યાંગ જઇ પહોંચ્યા.

ગરબ્યાંગ નજીક આવતાં વરસાદ વરસવા લાગ્યો, વરસાદને લઇ રસ્તો ચીકણો લપસણો બની ગયો હતો ને સંભાળીને ચાલવા છતાં લપસી જવાતું હતું. નંદરામજીએ તેના જે નાના ભાઇ દિલીપસિંહજી ઉપર ભલામણ પત્ર લખી આપ્યો હતો તે સજ્જન તકલાકોટ જતાં ગરબ્યાંગ નજીક મળ્યા. તેમણે ઘણો પ્રેમ બતાવી અમારા માટે કુલી તથા ભોજન પાણીની સગવડ કરી આપી. ભોટીઆ લોક વિદાય થતા દારૂ અતિશય પીએ છે તેમ આ ભાઇએ પણ ખુબ પીધેલ હોવાથી તે કોઇ બીજી અગત્ની વાત અમારી સાથે ન કરી શકયા. દિલીપસિંહજીએ અન્યત્ર ગોઠવણુ કરવા છતાં અમે ગરબ્યાંગમાં નંદરામજીને ઘેર ઉતર્યા કારણકે નંદરામજીનો ખાસ આગ્રહ હતો.

ગરબ્યાંગ પહોંચ્યા બાદ પ્રથમ રસોઇ કરી જમ્યા ને પછી તુરતજ કુટુંબ તથા મિત્રોને માનસરોવરની યાત્રા સુખરૂપ પરિપૂર્ણ કરી અહીં સુધી આવ્યાના પત્રો લખ્યા. ગરબ્યાંગમાં આશરે બસો મોવાસા–ભોટીઆના મકાન છે. ઘરો બહુ સુંદર બાંધણીના છે. ભોટીઓ તો કોઇકજ ઘરડો બૂઢો ઘેર હશે બાકી સર્વ સ્ત્રીઓ મિલમની માફક અહીં પોતપોતાને ઘેર હતી. ગરબ્યાંગ એક નાનકડી જગ્યામાં છે, તેની પાછળ અને આગળ બરફવાળા મહાન્ પર્વતો છે તેથી ઠંડી ખુબ રહે છે. લીપુધુરાથી શરૂ થયેલું નાનકડું ઝરણું જેમાં પાછળથી અનેક નદીનાળા મળતા તે એક પ્રચંડ પ્રવાહવાળી નદી બની અહીં વહે છે, તેમાં તેવડીજ મોટી નદી–કાળી પહાડીનો પણ અહીંઆ સંગમ થાય છે. બન્ને નદીઓનો સંગમ થતા તેનો પ્રવાહ અતિશય વેગવાળો બને છે. હવે પછી આ નદી કાળી પહાડી નામથીજ ઓળખાય છે. કાળી

પહાડીની એક તરફ અંગ્રેજ સત્તા નીચે હિમાલયનો પ્રદેશ અને બીજી તરફ નેપાલ સરકારનો પ્રદેશ છે. ગરબ્યાંગમાં ડાકબંગલો, સ્કુલ તથા પોસ્ટ ઓફિસ છે. અહીંની ભૂમિ એવી રસાળ છે કે એમાં જવ ઓગલ ફાગી મૂળા રાય વનસ્પતિ તથા વૃક્ષ પુષ્કળ થાય છે. નવેમ્બરથી જુન સુધી અહીં બરફ પડે છે, ત્યારે ભોટીઆ લોક પોતાના ઘર બંધ કરી બાળબચ્ચા તથા ખચ્ચર બૈરા સાથે નીચે ધારચુલા જઇ રહે છે. અમે આવ્યા ત્યારથી અહીં ત્રણ દિવસ વરસાદ બહુ વરસ્યો એટલે કુલીનો બંદોબસ્ત ન થતાં રોકાઈ રહેવું પડયું દરમ્યાનમાં બાબુ નંદરામજીના પત્ની તથા પુત્રીઓએ ઉત્તમ જગ્યામાં ઉતારો તથા ઓઢવા પાથરવા અને રસોઇની વસ્તુઓ આપી ભાવથી અમારો સત્કાર કર્યો. બે કુલીનો ચોદસ સુધી રૂ. ૯ માં સરકારી બનીઆએ પ્રબંધ કરી દેતા શ્રાવણ વદિ ૧૦ ને ગુરૂવારે સવારે છ વાગે ચાલી નીકળ્યા.

---

## નિરપાણી અથવા મોત નિસરણી.

---

ગરબ્યાંગથી નીકળ્યા ત્યારે વરસાદ બંધ હતો પણ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સતત પડયેથી રસ્તો કયાંક ચીકણો લપસણો થઇ ગયો હતો તો કયાંક પહાડ ધસી પડતા તૂટી ગયેલો હતો તો કયાંક મોટા ઉગ્ર પ્રવાહવાળા ઝરણા વહેતા હતા. અત્યંત સંભાળથી બચી બચીને ચાલતા સાંજે ૧૨ માઇલે વન જેવા વૃક્ષ વનસ્પતિના ગુચ્છમાં એક મોટી શિલા-ગુફા નીચે રાત રહ્યા. બીજે દિવસ પ્રાતઃકાલ છ વાગે ઉઠી આગળ ચાલ્યા. રસ્તો પથ્થર અને ખાડા ટેકરાવાળો હતો, ચડાઇ

ઉતરાઇ અત્યંત ઉગ્ર અને નિસરણી જેવી સીધી હતી. બન્ને બાજુ વિંછી જેવા ડંખ મારનારી વિંછુ નામની વનસ્પતિ ઉગી હતી. કેડીપરથી પગ લથરે તો નીચે એક માઇલે ખીણમાં કાળી-પહાડી નદી વહેતી હતી તેમાં પડી પ્રાણ વિસર્જન કરવાનું બને. ઉનાળામાં કાળી પહાડી નદીનો પ્રવાહ ઓછો થઇ જાય છે ને વરસાદ પડતો નથી ત્યારે તેનાપર ભોટીઆઓના બંધાવેલા છ પૂલ રહે છે પણ પછી વરસાદને લઇ પ્રવાહ વધતા તે લાકડાના કાચા પૂલ નાશ પામે છે તેથી પાંચ માઇલની અત્યંત સખ્ત અને જોખમી ચડાઇવાળે રસ્તે મુસાફરને આવવું પડે છે. ઉનાળામાં આ રસ્તે પાણીનું ટીપું પણ મળતું નથી માટે તે નિરપાણી નામથી ઓળખાય છે. હમણા ચોમાસામાં પાણીની તાણ પડતી નથી પણ રસ્તો એટલો બધો ખરાબ છે કે પ્રભુ બચાવે તોજ મનુષ્ય કે પશુ બચી શકે એમ છે. જેવી રીતે એક નાનકડી કેડીપર સ્વર્ગની સીડી માફક નિરાધાર ચડાઇ ચડવી પડે છે તેવીજ રીતે મોતની નિસરણી જેવી મોટી શિલાપરથી બેસીને અથવા સુઇને દડી પડવાની ઉતરાઇ ઉતરવી પડે છે. શિલાપરથી બેસીને અથવા સુઇને દડતા જો શરીર અને પગ કેડી જેવા માર્ગપર પડે તો બચ્યા નહિતર જરા આડાઅવળા પડતા એક માઇલ ઉંડી ખીણમાં વહેતી નદીમાંજ હાથ પગ ભાંગી જઇ પહોચાય. પ્રભુકૃપાથી એક પહાડીની મદદવડે અમે નિરપાણી કિંવા મોત નિસરણી પાર કરી બપોરે ત્રણ વાગે ગાલા પહોંચી ગયા. ગાલા પહોંચતા પહોંચતા અમને વિચાર સ્ફુર્યો કે અંગ્રેજ સરકાર તો હિંદ પાસેથી પૂર્વ જન્મનું લેણુંજ વસુલ કરવા આવી છે, તે કર ઉઘરાવી સત્તા ભોગવે છે પણ લોકોના અસાધારણ દુઃખ નિવારવા પ્રત્યે થોડુંકેય લક્ષ નથી

આપતી. હિંદુઓ ધર્મપરાયણ છે, મુબઇ કલકત્તાના શ્રીમંતો ધર્મશાળા બંધાવી, સદાવ્રતો આપી તથા દુષ્કાળ પ્રસંગે મોટી મોટી રકમની સહાયતા આપી પુણ્ય સંપાદન કરે છે. જો કે જયાં જયાં આવશ્યક્તા હોય ત્યાં ત્યાં પરોપકાર કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે પણ સર્વથી વિશેષ અને ખરૂં પુણ્ય મિલમ અને નિરપાણીઆનો માર્ગ સુધારવામાં છે, ત્યાં જે કોઇ દ્રવ્યનો સદુપયોગ કરી માર્ગ સુધારશે તેને અનંતગણું ફળ મળશે.

ગાલામાં ત્રણ ચાર ઘર છે, તેઓ સૌ ખેતી કરી નિર્વાહ ચલાવે છે. લાલસિંહ નામના એક જમીનદારના છાપરામાં ઉતારો કરી રાત્રિ ગાળી. તે ભલા ગૃહસ્થે લોટ શાક લાકડા વગેરે રસોઇનો સામાન આપી સત્કાર કર્યો, રસોઇ કરી જમ્યા પછી સાંજે અમે તેને તેની પરિસ્થિતિ પૂછી એટલે તે બાપડાએ કહ્યું કે મહેનત મજુરી કરી જેમ તેમ ગુજારો ચલાવું છું પણ મારી સ્ત્રી એક વર્ષથી બિમાર છે, કયાંય દવા મળતી નથી, તમારી પાસે હોય તો મે. કરી આપો. અમારી પાસેની દવાનો પ્રભુ કૃપાથી અમને તો ખપ નહોતો પડયો પણ રસ્તામાં જયાં જરૂર જણાતી ત્યાં આપતા હતા તેમ આ ભલા ગૃહસ્થને પણ દવા આપી અને સાથે દ્રાક્ષ તથા ચોખા પણ તેની બિમાર સ્ત્રીને ખાવા માટે આપ્યા. અહીં હિમાલયમાં અમને એમ પણ લાગ્યું કે ધર્મજ્ઞાન તથા રસ્તાની સુધારણા સાથે દેશી દવા આપવા માટે વૈદ્ય રાખવાની–દવાખાનાની પણ ખાસ જરૂર છે. રાત્રિ સ્વસ્થતાથી ગાળયા પછી બીજે દિવસ સવારે આગળ ચાલ્યા. ગાલા સુધી આગળ પાછળ બરફવાળા પર્વતો આવ્યા કર્યા પણ ત્યાંથી ઠંડી તો તદ્દન ઓછી થઇ ગઇ.

---

## આસ્કોટ.

ગાલાથી એક માઈલ ચાલ્યા પછી ચૌદાસના ધુરાની ત્રણ માઇલ સખ્ત ચડાઇ અને બે માઇલની ઉતરાઈ ઉતરવી પડી. ગાલાથી રસ્તો સારો હતો, ધુરાના રસ્તામાં ઠેઠ સુધી ગીચ વૃક્ષોનું અરણ્ય હતું તેથી તડકો સખ્ત છતાં ચડાઈ ચડી ગયા. અમને ધુરાની ચડાઇ ચડતા ઘણું કષ્ટ જણાતું પણ અમારો કુલી તડકો, બોજો તથા ચડાઇથી શરીરે મજબૂત કસાયલો છતાં થાકી જતો ને વારંવાર થાક ખાવા બેસી જતો હતો. સાંજે ચાર વાગે ચૌદાસ આવ્યા, પણ અમારે ચૌદાસથી બે માઇલ દૂર શીશા ગામમાં પટવારીને ત્યાં ઉતરવાનું હતું તેથી ચૌદાસ રોકાયા નહિ. ચૌદાસમાં ભોટીઆ લોક પુષ્કળ રહે છે. પચાશ પચાશ સાઠ સાઠ ઘરોના ત્રણ જુથ અને બીજા એક એક બબ્બે એવા અનેક છૂટા છવાયા મકાનોથી ખેતરો વચ્ચે ચૌદાસ વસેલું છે. ચૌદાસના ભોટીઆ તકલાકોટ મંડીમાં વેપાર કરતા હોઇ સ્થિતિએ સુખી છે. ચૌદાસથી બે માઈલ અને ગાલાથી આઠ માઇલ ચાલી સાંજે છ વાગે શીશા પહોંચ્યા. શીશા આવતા નાનકડી ચડાઈવાળો એક ધુરો પડયો પણ તેની ચડાઇ બહુ સરળ હતી.

શીશામાં પટવારી-તળાટી ખુશાલસિંહે સ્કુલના મકાનમાં ઉતારો આપી રસોઇનો સામાન મોકલી સત્કાર કર્યો. અહીં અમારા કુલીનો કરાર પૂરો થવાથી તે અમને પહોંચાડી તુરત સાંજેને સાંજે ચૌદાસ ચાલ્યો ગયો તેથી અમારે આસ્કોટ કે આલમોરા સુધી બીજો કુલી ઠરાવવાની જરૂર હતી. બીજે દિવસ

સવારે પટવારી બંદોબસ્ત કરે તે પહેલા નેપાલી-જુમલાના અગીઆર કુલીઓ જેઓ નૈનિતાલ કમાવા જતા હતા તેઓ તેઓના સરદાર બલવીર સાથે મળ્યા. આલમોરા સુધી અગીઆર રૂપિયા મજુરી નક્કી કરી તેઓએ અમારો સામાન ઉંચકી લીધો. પટવારીનો ઉપકાર માની-રામ રામ કરી ગાલાથી અમે આગળ ચાલ્યા. આજે સૂર્ય તપ્યો હતો, વરસાદ બંધ હતો ને ચડાઈ ઉતરાઇ ચડવા ઉતરવાથી ઘામ અને પરસેવો બહુ જણાતો હતો. આઠ માઇલ ચાલી સાંજે ખીલા ગામની નીચે નદી તટે એક શિલા નીચે મુકામ કરી રાત્રિ પસાર કરી.

ખીલાથી શ્રાવણ વદિ ૧૪ ને સોમવારે પ્રાતઃકાલ ૭ વાગે નીકળી બપોરે બાર વાગે આઠ માઇલે ધારચુલા પહોંચ્યા. રસ્તો કાળી પહાડી નદીના કાંઠે કાંઠે જતો હતો પણ ધારચુલા નજીક એક મોટો પહાડ ધસી પડવાથી તે તૂટી પડેલા પહાડપર ચાલવું અત્યંત જોખમકારક થઇ પડયુ હતું. માટી તથા મોટા મોટા પથ્થરો ઉપરથી નીચે દડતા હતા, પરંતુ પ્રભુકૃપાથી અમે સૌ સહીસલામત સારે રસ્તે નીકળી ગયા. ધારચુલા પાસે રૂમાદેવી કે જે બાઇ મુંબઇની જાનકી મૈયાની માફક યાત્રી મુસાફરને આશ્રય અને સારી સલાહ આપે છે તેનું નદી તટે ઉત્તમ મકાન જોવામાં આવ્યું, પણ બપોર થતાં અમારા કુલીઓ ભૂખ્યા થાકી ગયેલા હતા તેથી તે બાઇને મળવા ન રોકાતા ધારચુલામાં એક દુકાનદારને ત્યાં જઇ રોકાયા. દુકાનમાંથી આટો ઘી શાક વગેરે ખરીદી રસોઇ કરી કેળા સસ્તા મળતા આખી લુમ લઇ કુલીઓને ખવરાવી અમે પણ આનંદથી ઘી કેળા રોટલી શાક જમ્યા. અહીંઆ એક દુકાનદારને શરીરમાં લોહીવિકાર થતાં નાસુર-ગુમ-

ડાની વ્યાધિથી તે અત્યંત પીડાતો હતો. પૈસા ખર્ચવા છતાં તેને દવાનું સાધન મળી શકતું નહિ. તેણે અમને સાંભળમાં ન આવી અસહ્ય પીડા બતાવી અમે તે આર્જ દવા તુરત મોકલી દેવા બહુ બહુ વિનવણી કરી, ઉત્તરમાં અમે બનતું કરવાનું આશ્વાસન આપી આગળ ચાલ્યા.

ગરબ્યાંગના ભોટીઆ વેપારીઓને શીતકાળમાં રહેવાનું સ્થાન ધારચુલા છે. ધારચુલામાં સુંદર મકાનો એક સાથે અને છૂટા છવાયા આવેલા છે. કાપડ વગેરેની ચાર પાંચ દુકાનો પણ છે. કેળા મકાઈ જામફળ લીંબુ વગેરેનું વાવેતર એટલું મોટું છે કે તે એક રમણીય બગીચા જેવું ભાસે છે. ધારચુલાથી આગળ ચાલતા એક વૃદ્ધ પઠાણે તથા તેની સ્ત્રીએ કેરી અને ડોડા આપી બહુ પ્રેમ બતાવ્યો બાદ પાંચ માઇલ ચાલી સાંજે દુધી ગામ પહોંચી સ્કુલના મકાનમાં રાત રહ્યા. અમારા સદ્ભાગ્યે નેપાલી કુલી અમને એટલા અનુકૂળ મળ્યા હતા કે અમે જેમ ઇચ્છતા તેમ તેઓ વર્તતા હતા. પાણી તથા લકડી લાવી આપી વાસણ માંજી નાંખતા અને એક કુલીને બદલે અગીઆર રૂપિયામાં કેમ જાણે અગીઆરેય કુલી અમારા નોકર ન હોય ! તેમ સૌ કામકાજ કરતા હતા. જો કે તેઓ ચાલવામાં ઢીલા હતા અને વારંવાર ભૂખ્યા થતા હતા પણ તેથી અમને જરાય નુકશાન નહોતું. દુધીમાં રાત્રે ઘામ તથા વરસાદ ખુબ રહ્યો.

દુધીથી બીજે દિવસ સવારે પાંચ વાગે ચાલી નીકળ્યા. રસ્તામાં થોડે થોડે અંતરે ગામડા દેખાતા હતા. સર્વત્ર મકાઇનું વાવેતર હતું, મકાઇના ડોડા પાકી તૈયાર થયેલા હતા, અમારા કુલીઓ વારંવાર ડોડાઓ તોડી કાચી મકાઇ ખાધે

આવતા હતા. આસ્કોટ નજીક બે માઇલની આકરી ચડાઇવાળો ધુરો ચડવો પડયો, ધુરો પાર કરી કુલ ૧૬ માઇલ ચાલી મોડી રાતે આસ્કોટ પહોંચ્યા. આસ્કોટના રાજા સાહેબ ઉપર આલ-મોરાના ડેપ્યુટી કલેકટર શ્રીમાન્ પંડિત ધર્માનંદજીએ ભળામણ પત્ર લખી આપ્યો હતો પરંતુ રાત્રે તેમને ત્યાં ન જતા દરજીના છાપરામાં ઉતારો કરી સુઇ રહ્યા.

હવે પછી આસ્કોટથી તદ્દન સહીસલામત રસ્તો હોવાનું અમે સાંભળ્યું હતું તેથી આસ્કોટમાં એક દિવસ આરામ લેઇ, કુટુંબને તથા મિત્રોને પત્રો લખી રાજા સાહેબની મુલાકાત લેવાનું ઉચિત ધાર્યું. બીજે દિવસ સવારે બે કુલીઓ અમારા માટે રાખી નવ કુલીઓ સાથે અમારા સાથીને આલમોરા તરફ રવાના કર્યા. રાજા સાહેબને પત્ર મોકલાવી અમે અમારા ઘેર કુટુંબને તથા મિત્રોને પત્રો લખી નાંખ્યા. રાજા સાહેબને પત્ર મળતાજ તેઓ શ્રીમાને તુરતજ આટો દાળ ચોખા શાક ઘી દૂધ દહીં સાકર કેળા કેરી મસાલો વગેરે અસંખ્ય ભોજનની વસ્તુઓ મોકલાવી. ભલા દરજી તથા બ્રાહ્મણ દુકાનદારે પણ દહીં દૂધ મોકલાવી સત્કાર કર્યો. સાંજે ચાર વાગે રાજા સાહેબના કાકા કુમારશ્રી ખડગસિંહજી પાલ જેઓ આલમોરા જીલ્લાના પોલીટીકલ ડેપ્યુટી કલેકટરના મોટા હોદાપર છે તેમની મુલાકાત થઇ ને તેઓ સાથે મિલમ ગરબ્યાંગના માર્ગની વિકટતા તથા માનસરોવર કૈલાસ વિષે બે કલાક વાતો ચાલ્યા પછી તેમણે માર્ગના સુધાર માટે પોતાથી બનતી સહાય કરવાનું કબુલી અમને બનતું કરવા આગ્રહ કરી મિત્ર ભાવે સત્કાર કર્યો. કલેકટર સાહેબના ગયા પછી તુરતજ રાજા સાહેબ શ્રીમાન્

કુમારશ્રી વીર વિક્રમ બહાદૂરની મુલાકાત થઈ. રાજા સાહેબે પણ દોઢેક કલાક વિવિધ વિષયપર ઉપયોગી વાતો કરી પોતાના રાજમહેલમાં આવવાનો ને બે દિવસ રોકાવાનો આગ્રહ કર્યો પણ અમારે આવતી કાલે ચાલવાનું આવશ્યક હોવાથી આભાર માની આમંત્રણનો માન સાથે અસ્વીકાર કર્યો, તોપણ તેઓશ્રીએ સ્નેહથી પોતાની ઉંચા પ્રકારની યોગ્યતા બતાવી રાત્રે ત્રણ માણસ સાથે જમવાના વિધવિધ ઉત્તમ પદાર્થો ત્રણ થાળમાં ભરી મોકલાવ્યા હતા.

આસ્કોટ ગામ પહાડપર વસેલું છે. તેમાં આશરે ત્રણ સો માણસની વસ્તી છે, પાંચ છ દુકાનો છે ને સ્કુલ પોસ્ટ તથા ડાક બંગલાનું સાધન છે. આસ્કોટથી ભાદરવા સુદિ ૨ ને ગુરૂવારે ઉપડી ૧૭ માઇલ ચાલી સાંજે થલ પહોંચી મિલમવાળા બાબુ ભોવાનસિંહજી પાંગતેની દુકાનમાં ઉતારો કર્યો. રસ્તામાં પ્રથમ થોડી ચડાઇ તથા મેદાનવાળો રસ્તો ચાલ્યા પછી છ માઇલની સખ્ત ઉતરાઈ ઉતરવી પડી પણ રસ્તો સારો હતો તેમ થોડે થોડે અંતરે ગામડા આવતા હતા તેથી ચાલવામાં ત્રાસ પડતો નહિ.

થલથી બીજે દિવસ સવારે છ વાગે રવાના થઇ સોળ માઈલ ચાલી સાંજે બાંસમાં એક જમીનદારના મકાનમાં રાત રહ્યા. થલથી નીકળ્યા બાદ પ્રથમ ચાર માઇલ સીધો રસ્તો ચાલ્યા બાદ છ માઇલની ધીમી ચડાઈ ચડતા વેણીનાગ પહોંચ્યા. વેણીનાગમાં પાદરીઓએ થાણું નાંખી પહાડીઓને વટલાવવાનું કાર્ય કરવા માંડયું છે. એક પાદરી સાથે વીશ પચીશ જુવાન વટલેલી પહાડી છોકરીઓની પલટણ અમારી પાસેથી પસાર

ચતી જોવામાં આવી. મોટા વિસ્તારવાળી જગ્યામાં ભવ્ય પાકા મકાનો બાંધી પરોપકારી ખ્રિસ્તીઓ ઇંગ્લંડ જેટલા દૂરથી આવી હિંદુઓના ઉદ્ધારનું કાર્ય કરી રહ્યા છે છતાં મૂર્છાવશ હિંદુઓની આંખ ઉઘડતી નથી એ કેટલું આશ્ચર્યજનક છે? હમણાં જેટલું કૌતુક બને તેટલું ઓછું છે. પહાડી લોકોને એક બહુ બુરી ટેવ છે, તે એ કે તેઓ જલ્દી પહોંચવાના હેતુથી સીધો સડકવાળો રસ્તો છોડી પગદંડી-કેડી ઉપર ચાલે છે. કેડીનો રસ્તો જરા ટૂંકો રહે છે પણ અતિ મૂશ્કેલ અને જોખમી હોય છે, અમે કઇવાર મનાઇ કર્યા છતાં તેઓ વેણીનાગ પાસે પગદંડીપર ચાલ્યા ને ખુબ હેરાન કર્યા પછી બાંસ પહોંચાડયા.

બાંસથી બીજે દિવસ સવારે વહેલા ચાલી ગણાઇ થઇ શીરાઘાટ બપોરના રસોઇ જમવા રોકાયા. સરયુ નદીમાં સ્નાન કરી રસોઈ બનાવી. હવે થોડે થોડે અંતરે દુકાનો આવે છે ને ખોરાકની જોઇતી વસ્તુ મળી શકે છે. દૂધ કેળા તો ઠામ ઠામ મળવા લાગ્યા, પણ મિલમ ગરબ્યાંગ અને ટિબેટમાં જેવી અસહ્ય ઠંડી સહેવી પડતી તેવીજ અહીં ગરમી સહેવી પડે છે. આજે વીશ માઇલ ચાલી મોડી રાતે જમરાળી મુકામ કર્યો. આજનો રસ્તો સપાટ મેદાન જેવો સીધો હતો, માત્ર જમરાળી નજીક બે માઇલની ચડાઇ ચડવી પડી હતી.

ભાદરવા સુદિ પ ને રવિવારે પાંચ વાગે અંધારામાં જમરાળીથી ચાલી નીકળી સાંજે ચાર વાગે ૧૬ માઈલ ચાલી આલમોરા પહોંચ્યા. જમરાળીની દુકાનેથી ચાલતા અંધારામાં એક કલાક લથડીઆ ખાવા પડયા પણ રસ્તો પહોળો અને સારો હોવાથી કોઇને જરાય ઇજા થઇ નહોતી. જમરાળીથી બે માઈ-

લની ચડાઇ ચડયા બાદ ધવલચીના પડાઉ આવ્યા. અહીં અતિ ઉંચાઇ તથા બરફવાળા પર્વતોને લીધે ઠંડીનો ચમકાર સારી પેઠે જણાતો હતો. ધવલચીના પછી ત્રણ માઇલની ઉતરાઇ ઉતરી સપાટ જેવા રસ્તે બારેછીના પહોંચી નદીના કાંઠે શૌચ સ્નાન કરી રસોઇ જમ્યા ને પછી ચાર માઇલ થોડી ચડાઇ અને થોડી ઉતરાઈ ચડી ઉતરી દોઢ માઇલની આલમોરા સુધી સખ્ત ચડાઇ ચડવી પડી. પંડિત ધર્માનંદજીના પુત્ર પંડિત પ્રેમવલ્લભજીને અમારી સાથે ઘાટો સ્નેહ બંધાવાથી તેમણે અમને પોતાના મકાનમાં ઉતરવા સારૂ બહુ આગ્રહ કર્યો હતો તેથી આ વખતે અમે તેમના મકાનમાં ઉતારો કરી લાલા કુંદનલાલજીની દુકાને જઇ કાગળ પત્રો વાંચ્યા ને પછી કૈલાસ માનસરોવરની દિવ્ય યાત્રા પરિપૂર્ણ કરી તદ્દન સહી સલામત સ્થળે પહોંચ્યાના સમાચાર પિતાશ્રીને તથા મિત્રોને તારથી અને પત્રોથી આપી દીધા. નેપાલી કુલીઓ જેઓ નૈનિતાલ જવા આતુર હતા તેઓને રૂ. ૧૧ મજુરી ચૂકવ્યા ઉપરાંત રૂ. ૧ બક્ષીસ અને લોટ દાળ બટેલા સત્તુ ગોળ વગેરે ખોરાકીની વસ્તુઓ પુષ્કળ આપી ખુબ રાજી કર્યા.

શ્રાવણ પૂર્ણિમાને દિને ચંદ્રગ્રહણ હોવાથી પંડિત ધર્માનંદજીએ યજ્ઞોપવીત બદલવાનું આજે ભાદરવા સુદિ ૬ ને સોમવારે રાખ્યું હતું. આપણા ગુજરાત કાઠીઆવાડના બ્રાહ્મણોની જેમ અહીંના બ્રાહ્મણો અગડં બગડં કરી જલ્દી ગોટો વાળતા નથી પણ વેદવિધિ અનુસાર પાંચ પાંચ છ છ કલાક સુધી યથાવિધિ ક્રિયા કરાવે છે તે અમે પંડિત પ્રેમવલ્લભજીના આગ્રહથી પ્રત્યક્ષ જોયું. આલમોરામાં બાલ નામની ફેરાણી મીઠાઇ

ઉત્તમ પ્રકારની અને છે તે સ્નેહી સંબંધીઓને પ્રસાદી તરીકે આપવા માટે આઠ રૂપિયાની આઠ શેર ખરીદી આલમોરાથી હલદ્વાની સુધી મોટર લોરીના ભાડાના રૂપિયા સાત ઠરાવી ભાદરવા સુદિ ૭ ને મંગળવારે પંડિત ધર્માનંદજીને પ્રણામ કરી રવાના થયા અને તેજ દિવસે સાંજે ૭ વાગે હલદ્વાની પહોંચ્યા, સરકારે હલદ્વાનીથી આલમોરા સુધીની સડક અતિ મોટા ખર્ચે પહોળી પાકી મજબૂત બનાવેલી છે છતાં તે વરસાદને લીધે વારંવાર પ્હાડ ધસી પડવા ઠેક ઠેકાણે તૂટી પડે છે. આ વખતે પણ અનેક સ્થળે તૂટેલી હતી ને વીરભદ્દી આગળ તો અડધા માઇલમાં તેનું નામ નિશાન સુદ્ધાં ભુંસાઇ ગયું હતું પરંતુ જે બ્રિટિશ સરકારને મિલમ ગરબ્યાંગનો રસ્તો કે જયાં હજારો પ્રાણીઓનો નાશ થાય છે ત્યાં સુધારવા માટે થોડુંય ખર્ચવા મળતું નથી તે અહીં પોતાના લશ્કરને આવવા જવા તથા રહેવાની સુગમતા સારૂ હજારો મજુરો કામે લગાડી લાખો રૂપિયા ખર્ચી રહી છે, એ શું કુટિલતાની પરિસીમા ન ગણાય?

## સંયુક્ત પ્રાંતના હિંદુઓનો સંદેશો.

હલદ્વાનીથી બારોબાર અમારે મુંબઇ જવા સંકલ્પ હતો પણ દિલ્હીથી અમારા સ્નેહી રા. પોપટલાલ છગનલાલનો આગ્રહ હોવાથી તેમને મળવા માટે હલદ્વાનીથી કાશીપુર મોરાદાબાદ વગેરે સ્થળે થઇને દિલ્હી ઉતર્યો. સંયુક્ત પ્રાંત થઇને દિલ્હીમાં બે દિવસ રા. પોપટલાલભાઇ સાથે રહેતાં હિંદુ મુસલમાનનું વૈમનસ્ય અને તેમાં પડતો હિંદુઓને મારની વાતજ સાંભળવામાં આવી. પ્રથમ બન્ને કોમ વચ્ચે શાંતિ હતી અને હમણા આમ એકાએક મુસલમાન બખેડા કરી હિંદુઓને મારવા લાગ્યા છે

તેનું કારણ શું હશે! કારણ વિષે વિચાર કરતા આ પ્રમાણે ગણી શકાય:—એકતો તેઓને ખોટી રીતે ગાંધીજીએ ખિલાફત નિમિત્તે ઉશ્કેરી ઉભા કર્યા ને લાખો રૂપિયાની હિંદુઓ પાસેથી મદદ અપાવી. બીજું હિંદુઓ પૂર્વના અનુભવથી જાણતા હતા છતાં સાપને દૂધ પીવરાવી વિષ વધારવાની જેમ ઉત્તેજન દઇ હરેક બાબતમાં અગ્રસ્થાન આપ્યું. ત્રીજું ગાંધીના અહિંસાના મિથ્યા ઉપદેશવડે હિંદુઓની શક્તિ નાશ પામી છે. ચોથું મુસલમાનોને ગાય મારવાની તથા મંદિર આગળ હિંદુઓને વાજા વગાડતા અટકાવવાનો કોઇ હક્ક નથી કારણકે હિંદુસ્થાન એ હિંદુઓની માતૃભૂમિ છે ને તેઓ પરંપરાથી ગોરક્ષણ કરવાનો તથા માંગલિક પ્રસંગે વાજા વગાડવાનો સ્વાભાવિક રીતે જન્મસિદ્ધ હક્ક ભોગવતા આવ્યા છે તેને બે દિવસના આવેતુ મુસલમાનોને છિનવવાનો શો અધિકાર છે? કદાપિ મુસલમાનો તેવી અનધિકાર હિમાયત કરે તો પણ હિંદુઓએ શા માટે નબળાઇ બતાવી પોતાના પવિત્ર હક્ક જતા કરવા? અર્થાત્ ન જ કરવા જોઇએ; પરંતુ કેટલીક જગ્યાએ હિંદુઓએ નમતું મૂકી જતા કર્યા તેનું આ અનિષ્ટકારક પરિણામ છે. પાંચમું મુસલમાનો બળાત્કારે હિંદુઓને વટલાવી મૂર્તિઓ તોડે છે ને સ્ત્રીઓની ઇજ્જત તથા મિલકત હરી જાય છે તોપણ હિંદુઓ એકત્ર થઇ, અખાડા ખોલી, આત્મરક્ષણાર્થે કટિબદ્ધ થતા નથી તેથી. છઠું હસન નિઝામી ઝફરાઅલીખા કીચલુ વગેરે ૨૪ કરોડ હિંદુઓને મુસલમાન બનાવી હિંદમાં મુસલમાની રાજય સ્થાપવા જીવતોડ યત્ન કરે છે ને તેઓને નિઝામ ભોપાળ જેવા મુસલમાની રાજ્યો સહાય આપે છે છતાં હિંદુ આગેવાનો, રાજા મહારાજાઓ, શ્રીમંતો, આચાર્યો કે વિદ્વાનો બેદરકારી બતાવે છે એટલુંજ

નહિ પણ ગાંધી જેવા તો ઉલટા તેઓનો બચાવ કરી પીઠ થાબડે છે. સાતમું કારણ સરકારની ઉદાસીનતા અને આઠમું કારણ હિંદુ મહાસભા તથા આર્ય સમાજીઓ પ્રથમ હિંદુ સંગઠન માટે ટટાર થઇ પાછળથી અંત્યજ સ્પર્શ અને વિધવા વિવાહ જેવી ધર્મ વિરૂદ્ધ પાપી બાબતોને હાથમાં લેવાથી ઉલટો હિંદુઓમાં વિશેષ કુસંપ પેસાડયો વગેરે અનેક કારણો છે.

આ સંબંધમાં સંયુક્ત પ્રાંતના હિંદુઓનો સંદેશો હિંદુસ્થાનના તમામ હિંદુઓને એ છે કે આજે ગામ ગામ મુસલમાનો હુલ્લડ કરી અમારી દુર્દશા કરી રહ્યા છે, અમે તો જરા સશક્ત અને લાકડી લાઠીવાળા હોવાથી વખતે બચાવ પણ કરી લઇએ છીએ પરંતુ આની અસર પાણીપત કલકત્તા મલબાર મુલતાન ગુલબર્ગા કોહાટ વગેરે સ્થળે જેમ વ્યાપી છે તેમ વહેલા મોડી સર્વત્ર વ્યાપશે તે વખતે જો તમે આત્મરક્ષાણાર્થે તૈયાર નહિ થાવ તો તમારી ભારે પાયમાલી થશે. ગુજરાત કાઠિયાવાડમાં પણ કયાં સિદ્ધપુરનું હુલ્લડ, ગોંડલની મંગળાનું હરણ અને આગાખાની ખોજાઓનું વટાળ કાર્ય થયું નથી કે થતું નથી? અર્થાત્ થયું છે ને થાય છે માટે કૃપા કરી આળસ પ્રમાદ મોહ મૂર્ખતા તથા સંપ્રદાયના ભેદ ભૂલી તમામ હિંદુ એકત્ર થાવ, હિંદુ હિંદુને સગો ભાઇ સમજો, અખાડા ખોલી બળ સંપાદન કરો, ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવી કર્તવ્ય સમજો, લાઠી તરવાર બંદુકો વગેરે હથિયાર ઘરમાં વસાવી પ્રસંગ પરત્વે તેનો જાતિ ધર્મના રક્ષણાર્થે ઉપયોગ કરો અને તમારૂં દ્રવ્ય નકામું કે અયોગ્યને ઉત્તેજન દેવામાં ન ખર્ચતા હિંદુ જાતિ તથા ધર્મના રક્ષણ માટેજ ખર્ચજો.

દિલ્હીમાં બે દિવસ દરમ્યાન ઉપરોક્ત સંદેશાને પુષ્ટિ મળે એવા પણ અમે કંઇક લક્ષણ જોયા. કોઇ હિંદુ ભાગ્યેજ મુસલમાનને નોકર રાખતો તેમ કોઇ હિંદુ ભાગ્યેજ મુસલમાનના ટાંગામાં ( ટપા–ગાડીમાં ) બેસતો, એટલુંજ નહિ પણ મુસલમાનો કદાચિત્ દુષ્ટ બની ધસી આવે તો હિંદુઓ એક બીજાની મદદ કરવા ઉમંગી તથા તૈયાર જણાયા. અમારા મિત્ર પાસેથી વિનયપૂર્વક રજા લઇ દિલ્હીથી ભાદરવા સુદિ ૧૦ ને શુક્રવારે રવાના થઇ સવા પાંચ મહિને ધારેલો હેતુ સફળ કરી સુખરૂપ સ્વસ્થાને—મુંબઇ ભાદરવા સુદિ ૧૧ ને શનિવારે પહોંચી ગયા. ટ્રેનપરથી ઉતરતા અમારા મિત્ર રા. દ્વારકાદાસ વિઠ્ઠલદાસ, રા. પાનાચંદ લક્ષ્મીચંદ, રા. રાયચંદ ધનજી, રા. કુંવરજી કલ્યાણજી, રા. છોટાલાલ વિઠ્ઠલદાસ, રા. મણિલાલ પરમાણંદદાસ, લા. ભીમજી કચરા વગેરે ફુલતોરા સાથે મોટર લઇ હાજર હતા. પ્રથમ તો તેઓ સૌ અમને પ્રવાસી પોશાકમાં દાઢીવાળા ચહેરે ઓળખી શકયા નહિ પણ જયારે અમે જય શ્રી કૃષ્ણ કરી કુશળ સમાચાર પૂછયા ત્યારે તેઓ પિછાણી એકત્ર થયા અને પરસ્પર ભેટી પરમ આનંદ અનુભવ્યો. જેમ અમારા સ્ટેશનપર આવેલા મિત્રો પોશાકની ભિન્નતા તથા દાઢીને લઇ ઓળખી શકયા નહિ તેમ માધવબાગની સભામાં તેજ દિવસે સાંજે વ્યાખ્યાન કરતા પણ ઘણાખરા ઓળખી શકેલ નહિ પણ પાછળથી પૂછીને તેઓ પિછાણી શકયા હતા.

---

## ઉપસંહાર.

શ્રીકૈલાસ અને માનસરોવર જેવા દિવ્ય અતિ અલૌકિક અદ્‌ભુત ધામના દર્શન સ્નાન પ્રદક્ષિણા કરી શકયા એમાં અમે અમારાપર પરમ દયાળુ પ્રભુની મહાન્ કૃપા તથા પિતાશ્રી અને ધર્માત્મા મિત્રોના શુભ આશીર્વાદજ સમજીએ છીએ. માનસરોવર કૈલાસની યાત્રા-દર્શન કરવા અભિલાષા ધરવી એ અતિ દુર્લભ છે. તેવી અભિલાષા ધરનારને પરમ પુનીત ભાગ્યવાન પુરૂષ સમજવો. જેને તે પરમ પવિત્ર અનુપમ ધામની યાત્રા કરવી હોય તે ત્યાં ખુશીથી જઇ શકે છે ને તેને માટે અમે યથાર્થ માર્ગ વર્ણનમાં સૂચવ્યો છે તે ઉપરાંત અહીં પણ સંક્ષેપમાં સૂચવીએ છીએ પરંતુ તે સ્થળો અતિ વિકટ હોવાથી જેને સંસારની, સંસારના પદાર્થો સ્ત્રીપુત્ર માતાપિતા ભાઇ મિત્ર ધન મકાન દુકાન અને શરીરનો મોહ હોય (સ્વાભાવિક રીતે મોહ હોયજ, જનક જેવા ત્યાગી આત્મજ્ઞાની તો કોઇજ નથી) તેણે જયાં સુધી મિલમ ગરબ્યાંગનો રસ્તો ન સુધરે ત્યાં સુધી ન જવું એવી અમારી નમ્ર પણ આગ્રહયુક્ત સલાહ છે છતાં જે મનુષ્યનો સંકલ્પ દૃઢ હોય અને જેને ગમે તે ભોગે માનસરોવર કૈલાસના દર્શન કરવાની ઇચ્છા બદલવીજ ન હોય તેણે પોતાનું મોત-મૃત્યુ પોતે હાથમાંજ લઇને જાય છે એમ સમજીને પ્રયાણ કરવું. આજસુધીમાં કૈલાસ માનસરોવર જેઓ ગયા છે ને જાય છે તે એવીજ વૃત્તિના ત્યાગી સાધુ સંતો જાય છે. એવી રીતે મરણીઓ કિંવા શરીરની દરકાર વિનાનો જે પુરૂષ જવા તત્પર થાય તેણે અગાઉ અમે દર્શાવ્યા મુજબ ભોટીઆ વેપારી ઉપર ભળામણપત્ર,

ઉનના ગરમ કપડાં અને ઓઢવા બિછાવવાના ખનુસો, તાવ માથું શરદી પેટ ઉપશ્ય ખાની દવાઓ તથા મેવો અથાણું વાસણ વગેરે સાથે લઇને જૈરથી જુન માસની શરૂઆતમાં કોઇ સારા વિશ્વાસુ મજબૂત મન તથા શરીરના સોબતી સાથે જવું. વધારે બને તો વધારે નહિતર ઓછામાં ઓછા ત્રણસો રૂપિયા લો અવશ્ય સાથે લઈ જવા. હવે કયે રસ્તેથી કેમ જવું! એ અમે જણાવીએ છીએઃ—

૧ મુંબઇ કે અમદાવાદ થઇને મથુરા રસ્તે કાઠગોદામ સુધી ટ્રેઇનમાં.

૨ કાઠગોદામથી નૈનિતાલ થઇને આલમોરા સુધી પગ રસ્તે ચાલીને અથવા મોટરમાં.

૩ આલમોરાથી ઠેઠ મુનશ્યારી સુધી કુલીનો બંદોબસ્ત કરી પગરસ્તે જતાં તાકુલા ૧૫ માઇલ, તાકુલાથી વાગેશ્વર ૧૧ માઇલ, વાગેશ્વરથી કપકોટ ૧૪ માઇલ, કપકોટથી સામાધુરા ૧૦ માઇલ, સામાધુરાથી કવેટી ૧૦ માઇલ, કવેટીથી ગીરગામ ૫ માઇલ અને ગીરગામથી મુનશ્યારી ૧૦ માઇલ એટલે કે આલમોરાથી મુનશ્યારી ૭૫ માઇલ દૂર છે ને છ દિવસે પહોંચાય છે. રસ્તામાં તાકુલા વાગેશ્વર કપકોટ સામાધુરા દુકાનો મળે છે પણ કવેટી અને ગીરગામ પડાવે મળતી નથી માટે આટો દાળ સાથે રાખવા.

૪ મુનશ્યારીથી ભોટીઆઓ સાથે જવું ને અઠવાડિયું ચાલે તેટલો ખોરાકીને સામાન ખરીદી સાથે રાખવો અને ભોટીઆઓ ચાલે તેમ તેઓની સાથે સાથે ચાલીને મિલમ પહો-

ચડવું. મુનસ્યારીથી મિલમ ફક્ત ૨૫ માઇલ દૂર છે પણ ભોટીઆ લોકો રસ્તાની ખરાબી તથા પોતા સાથે માલ લાદેલા ખચ્ચર બકરા ઘેટા હોઇને ધીમે ધીમે ચાલી પાંચ છ દિવસે મિલમ પહોંચે છે.

૫ મિલમમાં થોડા દિવસ રહી, ત્યાંની ઠંડી હવા માફક કરી, એક માસ ચાલે એટલી સતુ પાક લોટ ચોખા દાળ ગોળ ઘી વગેરે ખોરાકીની વસ્તુઓ સાથે લઇ કુટુંબ તથા સ્નેહીઓને છેલ્લી ટપાલ લખી ભોટીઆ વેપારી સાથે સાથે મિલમથી નીકળી પ્રથમ દિવસ ૬ માઇલપર બાલથાંગ રોકાવું, બીજે દિવસ બાલથાંગથી ઉંટાધુરા જયન્તિ અને કુંગરી વીંગરી એમ ત્રણ બરફવાળા વિકટ ધુરા એકજ દિવસમાં પાર કરી ૧૨ માઇલે ચીરચન પહોંચવું, ચીરચનમાં ત્રીજે દિવસ આરામ લેઇ ચોથે દિવસ ૭ માઇલ ચાલી થાજાંગ રોકાવું, પાંચમે દિવસ થાજાંગથી ૭ માઇલ ચાલી ગુણવંતી રોકાવું ને છઠ્ઠે દિવસ ગુણવંતીથી ૧૦ માઇલ ચાલી જ્ઞાનીમ મંડી પહોંચવું. મિલમથી બને તો બે ખચ્ચર ભાડે રાખવા–એક ઉપર સ્વારી કરવી ને બીજા ઉપર બોજો લાદવો; પણ કદાચિત્ બેની જોગવાઇ ન બને તો બોજો ઉપાડવા સારૂ એક ખચ્ચરની તો અવશ્ય ગોઠવણ કરવી.

૬ જ્ઞાનીમ મંડીમાં બે ત્રણ દિવસ આરામ લઇ તીર્થપુરી જવાની ઇચ્છા હોય તો જવું ને ત્રણ દિવસમાં પાછું જ્ઞાનીમ મંડી આવવું ને જ્ઞાનીમ મંડીથી ભાર ઉપાડવા તથા બેસવા માટે ચંવરબેલનો બંદોબસ્ત કરી બીજા સાધુ સંત વગેરે માનસરોવરના યાત્રીઓ આવ્યા હોય તેઓ સાથે ઉપડી પ્રથમ

દિવસે રસ્તામાં ૮ માઇલે મુકામ કરી બીજે દિવસ કૈલાસની પહેલી ગુંફા ૧૦ માઇલે જવું ને ત્રીજે દિવસ કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરી બીજી ગુંફા થઇને ગૌરીકુંડમાં સ્નાન પૂજનાદિ કરી સાંજે ૮ માઇલે ત્રીજી ગુંફા પહોંચવું ને ચોથે દિવસ સવારે વહેલા નીકળી ૧૦ માઇલે માનસરોવર પહોંચવું. કૈલાસની ચોથી ગુંફા સુધી કોઇ યાત્રી પ્રદક્ષિણા કરતું નથી.

૭ માનસરોવરનું દર્શન સ્નાન પૂજન કરી તેના તટે આવેલી ગુંફામાં ઉતારો કરી બીજે દિવસ સવારે સ્નાન પૂજન નમસ્કાર કરી ચાલી નીકળવું અને ૮ માઇલે મેદાનમાં નદી કિનારે રોકાવું, ને બીજે દિવસ ૬ માઇલ ચાલી તકલાકોટ મંડી પહોંચવું.

૮ તકલાકોટમાં એક બે દિવસ આરામ લઇ ઇચ્છા હોય તો ખોચરનાથ સવારે વહેલા જવું ને તેજ દિવસે સાંજે પાછા આવવું. તકલાકોટમાં જો કે આટો દાળ ઘીની દુકાન નથી તોપણ ભોટીઆઓને કહેવાથી તેઓ પાસેથી મળી રહે છે, જરૂર હોય તેટલા આટો દાળ ખરીદી એક ઝપુ બેલ અથવા ખચ્ચરની ભાર ઉપાડવા માટે ગોઠવણ કરી પ્રથમ દિવસે લીપુધુરો પાર કરી ૮ માઇલે ધર્મશાળામાં રોકાવું ને બીજે દિવસ ૮ માઇલે ગરબ્યાંગ પહોંચવું.

૯ ગરબ્યાંગમાં એક બે દિવસ આરામ લઇ કુટુંબ તથા સ્નેહીઓને પત્રો લખી ખોરાકીની ચીજ વસ્તુ (તકલાકોટની જેમ દુકાન નથી પણ ભોટીઆઓ પાસેથી) ખરીદી લેવી ને કુલીનો બંદોબસ્ત કરી પ્રથમ દિવસ ૧૨ માઇલે ગુફા નીચે મુકામ કરવો, બીજે દિવસ નિરપાણીઆમાં સંભાળીને ચાલી સાંજે

૮ માઇલે આલા મુકામ કરવો ને ત્રીજે દિવસ ૮ માઇલે ચૈદાસ પહોંચવું.

૧૦ ચૌદાસમાં ગરબ્યાંગનો કુલી છૂટી જતો હોય તો બીજા કુલીની આસ્કોટ કે આલમોરા સુધી ગોઠવણુ કરી રવાના થવું ને પ્રથમ દિવસ ૧૦ માઇલે જઇ રોકાવું ને બીજે દિવસ ૧૩ માઇલે ધારચુલા થઈ દુધી રાત રહી ત્રીજે દિવસ ૧૬ માઇલે આસ્કોટ પહોંચવું.

૧૧ આસ્કોટથી રસ્તો તદ્દન સહીસલામત છે, કુલી છૂટી જતો હોય તો બીજો કરી લેવો. હવેથી રસ્તામાં આગળ ઠેક ઠેકાણે દુકાનો આવતી રહે છે માટે ખોરાકની ચીજો સાથે રાખવાની જરૂર નથી. પ્રથમ દિવસે આસ્કોટથી રવાના થઇ બપોરે દીકતડે રસોઇ જમી ૧૭ માઇલે સાંજે થલ પહોંચવું, બીજે દિવસ ગડતીર બપોરે રસોઇ જમી વેણીનાગ થઇને ૧૬ માઇલે સાંજે બાંસ જવું, ત્રીજે દિવસ ગણાઈ થઇને શિરાઘાટ રસોઇ જમી ૧૮ માઇલે સાંજે ધવલચીના જવું ને ચોથે દિવસ બારેછીના રસોઇ જમી ૧૪ માઇલે સાંજે ચાર વાગે આલમોરા પહોંચી જવું.

૧૨ આલમોરામાં બે ત્રણ દિવસ આરામ લઇ કુટુંબ તથા મિત્રોને કાગળ પત્રો લખી અથવા તારથી ખબર આપવા ઘટે તો તેમ કરી હલદ્વાની સ્ટેશન સુધી મોટર લોરીમાં જવું ને પછી મુંબઇ કલકત્તા જયાં નિવાસ હોય ત્યાં જવું.

માનસરોવર કૈલાસની યાત્રાનો ઉકત ક્રમ જેણે સર્વોત્કૃષ્ટ ધામ શ્રી બદ્રીનાથના દર્શન કર્યાં હોય તેને માટે અમે બતાવ્યો છે પણ જેણે પરમ પ્રભુ શ્રી બદ્રીનારાયણના દર્શન અને

રસ્તાના વન જંગલ પહાડ પર્વતોનું સૌંદર્ય નિહાળ્યું ન હોય તે બદ્રીનાથ થઇને પણ માનસરોવર આ પ્રમાણે જઇ શકે છેઃ-

૧ મુંબઇ કલકત્તા અમદાવાદ કે રાજકોટથી પ્રથમ હરિદ્વાર સુધી ટ્રેનમાં જવું ને હરિદ્વારપુરીમાં સ્નાન દર્શન કર્યા બાદ બેસવા માટે ઝંપાનની જરૂર હોયતો ઝંપાન ઠરાવી સામાન ઉપાડવા માટે મજુર બદ્રીનાથ સુધી લેવો. પ્રથમ દિવસે હરિદ્વારથી ૧૪ માઇલે ઋષિકેશ જઇ ત્યાં સ્નાન દર્શન કરવા ને ઋષિકેશથી ત્રણ દિવસમાં ૪૫ માઇલ ચાલી ચોથે દિવસ દેવ પ્રયાગ જવું, પાંચમે દિવસ દેવપ્રયાગથી ૧૪ માઇલે શ્રીનગર જવું, શ્રીનગરથી છઠ્ઠે અને સાતમે દિવસ ૧૮ માઇલ ચાલી રૂદ્ર પ્રયાગ જવું, રૂદ્રપ્રયાગથી આઠમે અને નવમે દિવસ ૧૮ માઇલ ચાલી કર્ણ પ્રયાગ જવું, કર્ણ પ્રયાગથી દશમે દિવસ ૧૩ માઇલ ચાલી નંદ પ્રયાગ જવું, નંદ પ્રયાગથી અગીઆરમે દિવસ લાલસાંગા-ચમોલી થઇને ૧૬ માઇલ ચાલી પીપલ કોટી જવું, અને પીપલકોટીથી બારમે અને તેરમે દિવસ ૩૮ માઇલ ચાલી જોશીમઠ તથા પંડુકેશ્વર થઇને બદ્રીનાથ પહોંચવું. હરિદ્વારથી બદ્રીનાથ કુલ ૧૮૩ માઇલ દૂર છે.

૨ શ્રીબદ્રીનાથમાં દર્શન સ્નાન કર્યા પછી ત્યાંથી એક માઇલ પર આવેલા માનાગ્રામમાં થોડા દિવસ રહી ત્યાં ઠંડી હવા માફક કરવી ને પછી બદ્રીનાથથી એક માસ ચાલે તેટલી ખોરાકીની વસ્તુ ખરીદી લઇ ખચ્ચર કે ઝપુબેલનો ભાર ઉપાડવા સારૂ અને જરૂર હોયતો બેસવા માટે બંદોબસ્ત કરી માનાના ભોટીઆ વેપારીઓ સાથે ઉપડવું. માનાથી પાંચ દિવસે ૪૫ માઇલ ચાલી થુલમઠ કિંવા થુલીંગમઠ પહોંચવું,

થુર્લીંગમંડથી છઠ્ઠે અને સાતમે :દિવસ ૧૫ માઇલ ચાલી દંપુ જવું ને દંપુથી આઠમે અને નવમે દિવસ ૧૫ માઇલ ચાલી શિવચીલમ જવું. જોશીમઠ થઇને નીતિ રસ્તે પણ શિવચીલમ અવાય છે. નીતિથી દશમે અગીઆરમે બારમે અને તેરમે દિવસ નાની હોતી થઇને શિવચીલમ ૩૯ માઇલે જવું. નાની હોતી અંગ્રેજની હદ પૂરી થાય છે ને ટિબેટની શરૂ થાય છે. શિવચીલમથી ચૌદમે પંદરમે અને સોળમે દિવસ ૨૬ માઇલ ચાલી જ્ઞાનીમમંડી પહોંચવું. જ્ઞાનીમમંડીથી કૈલાસ માનસરોવર થઇ તકલાકોટ ગરવ્યાંગ આસ્કોટને રસ્તે ઉપર દર્શાવ્યા મુજબ આલમોરા પાછા ફરવું.

હવે છેવટમાં અમારે શ્રીમંત પરોપકારી ગૃહસ્થોને એક નમ્ર સૂચના કરવાની છે અને તે એ કે આપ પરોપકાર-ધર્મ નિમિત્તે પ્રસંગોપાત હજારો અને લાખો રૂપિયાનું દાન આપી દ્રવ્યનું સાર્થક કરો છો. દાનના અનેક સુપાત્ર સ્થળોમાં મિલમ—ગરવ્યાંગનો રસ્તો, જ્યાં લાખો પ્રાણી અસહ્ય કષ્ટ ભોગવે છે અને કોઇ કોઇ તો પ્રાણ પણ ગુમાવે છે તે સુધારવા, ધર્મશાળા અને દવાખાનાની વ્યવસ્થા કરવા તથા હિંદુઓને વટલી ખ્રિસ્તી થતા અટકાવવા સારૂ ધર્મનિષ્ઠ ઉપદેશક રોકી દ્રવ્ય ખર્ચશો તો ખરેખરૂં પુણ્ય પ્રાપ્ત કરી શકશો. ભોટીઆ લોક તથા કૈલાસ માનસરોવરના યાત્રી પોતાનું રસ્તા સંબંધી અસાધારણ કષ્ટ સરકાર અને હિંદુ સમાજ સમક્ષ રજુ કરે અને સરકાર તથા હિંદુ શ્રીમાનો દયા કિંવા કર્તવ્યની ખાતર દેશ જનોનું અસહ્ય દુ:ખ સત્વર નિવારે એમ ઇચ્છી મારી પાછળ સન્મિત્ર તરીકે મારા વૃદ્ધ પિતાશ્રીને તથા

કુટુંબને હરેક પ્રકારે ધૈર્ય અને આશ્વાસન આપી મારી ચિંતા ઓછી કરનાર કલકત્તાવાસી રા. રા. દયાશંકર દયાળજી ભટ્ટ મુંબઇવાસી રા. રા. દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા અને દડવાના હેડમાસ્તર રા. રા. ઉમીયાશંકર શિવશંકરનો અંતઃકરણપૂર્વક આભાર માની શ્રી હરિના સ્મરણપૂર્વક વિરમું છું.



# સાંગાણીકૃત પુસ્તકો વિષે વિદ્વાનોના અભિપ્રાયો.

૧

**મહાત્મા શ્રી નથુરામ શર્મા** લખે છે કેઃ—" તમે તમારૂં રચેલું " સનાતન ધર્મ અને ગાંધીજી " એ નામનું પુસ્તક મોકલ્યું તે સમયસર પહોંચ્યું. એ પુસ્તક જોતાં તમે સનાતન ધર્મના સત્ય પક્ષપાતી થઇને વર્તમાનમાં રાજકીય પ્રવૃત્તિને લીધે તથા અન્ય રીતે લોકોના અજ્ઞાનથી જે ધર્મભ્રષ્ટતા પ્રવર્તી રહી છે તેમાંથી લોકોને રક્ષવા માટે ઘણો સારો પ્રયાસ કર્યો છે એમ સ્પષ્ટપણે કહેવું જોઇએ. સત્યાસત્યનો વિચાર કરવાના બળવાળા મનુષ્યોને વર્તમાનમાં બહુ ઉપયોગી એવા ધાર્મિક ઔદ્યોગિક તથા રાજકીય વિષયોનું તમે કાર્ય કારણનો સંબંધ સમજાવી બહુ સારૂં સ્ફોટન કર્યું છે, ને તેમ કરતા જનસમૂહને તેમનું કર્તવ્ય ઠીક સમજાવ્યું છે.

૨

" વેણુનાદ " ના **તંત્રી શ્રીયુત મૂલચંદ તુલસીદાસ તેલીવાળા, બી. એ. એલએલ. બી.** જણાવે છે કેઃ—" અનેક દેશ વિદેશના પર્યટનમાં પ્રાપ્ત થયલા વિવિધ વ્યક્તિઓના પ્રસંગ અને તદુપરથી સ્ફુરતા વિચારો લેખકે પોતાની વેગવતી ભાષામાં " તત્ત્વામૃત " માં યોજ્યા છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિના શ્યામ અંગમાં મુગ્ધ થઇને તદનુસાર વર્તનનેજ સુધારો માનનારી વ્યક્તિ પ્રતિ લેખકનો કોપ સકારણ છે. આર્ય સંસ્કૃતિના પ્રાચીન અને પ્રકટ અંગની અવહેલના ગમે તેવી પ્રસિદ્ધ વ્યક્તિ કરે તેની

પણ ઝાટકણી લેખક કાઢે છે એ તેમની શૂરવીરતા છે. ગ્રંથ વાંચતાં પણ આદ્યન્ત વિનોદ થાય છે.

૩

"વૈષ્ણવ ધર્મ પતાકા" ના તંત્રી શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી જણાવે છે કે:—"આ ( તત્ત્વામૃત ) પુસ્તકે આ યુગમાં જબરજસ્ત ખળભળાટ પેદા કર્યો છે. અમે પણ આખું પુસ્તક જોઈ ગયા અને છેવટે લાગ્યું કે ગાંધીજીના ચોક્કસ વર્ગે આ પુસ્તકની વિરૂદ્ધમાં જે ટીકાઓ કરી છે, તેમાં અસહિષ્ણુતા સિવાય બીજું કાંઇ નથી. અસ્પૃશ્યતાનું સ્થાપન કરનાર આર્યાવર્તના પૂજય મહર્ષિઓમાં પણ જયારે ગાંધીજી "સેતાનીયત" સ્થાપવાની પાપમય ધૃષ્ટતા કરી રહ્યા છે, ત્યારે તેમને માટે રા. સાંગાણી જેવા ઝનુની ધર્માગ્રહીઓ સખ્ત શબ્દોમાં પણ આક્ષેપો કરે, તેમાં ગભરાવાનું શું હોય? રા. સાંગાણીએ આ અસહકારી પંથીઓનું સ્વરૂપ આલેખવાની નિડરપણે જે હિંમત દર્શાવી છે તેને માટે ખચિતજ તેમને ધન્યવાદ ઘટે છે. અલબત્ત રા. સાંગણીના બધા વિચારો કંઇ સર્વને ગ્રાહ્ય ન હોય, પણ તેમણે ગાંધીજી વિશે સત્ય કહેવાની જે વીરતા પ્રકટ કરી છે તે તો यक्षानु रूपो बलिः ન્યાયનું અનુસરણ માત્રજ છે. રા. સાંગાણી પોતાના હૃદયના આવા શુદ્ધ અનુભવો ભવિષ્યમાં ખૂબ પ્રગટ કરીને ધાર્મિક પ્રજાને ચેતાવતા રહેશે, અને સાથે ધર્મદ્રોહીઓને પણ ચમકાવતા જશે."

૪

સ્વામી શ્રી કેવલયાનંદજી લખે છે કે:—"આપના હૃદયની પ્રતિકૃતિરૂપ "સનાતન ધર્મ અને ગાંધીજી" નામનું પુસ્તક

ભાવ પૂર્ણ વૃત્તિથી વંચાયું. સંતોષ, હર્ષ કોને ન અનુભવાય? વર્તમાન દેશકાળ પાત્ર પરમ આપદ્ગ્રસ્ત છે, તેના નિમિત્ત અને ઉપાદાન કારણની રૂપરેખા વણીજ ઇચ્છવાયોગ્ય આલેખાયલી છે. કાળે સર્વને સરખા છાંટા ઉડાડયા છે છતાં પણ જેટલી ખંતથી આપે પુસ્તક લખ્યું છે તેટલીજ ખંતથી વાંચનાર હૃદય સાવધાનતા અને જાગૃતિથી કંટાળ્યા વિના પ્રયત્ન આદરે તો શ્રેય કાંઇ દૂર નથી."

૫

પ્રોફેસર શ્રીયુત જેઠાલાલ ગોરધનદાસ શાહ, એમ. એ. અમદાવાદથી લખે છે કે:-"આપના "તત્વામૃત" ગ્રંથનું દર્શન સ્વતંત્ર રીતે કરવાનું સંદ્ભાગ્ય મને થયું હતું પણ મનુષ્ય ધર્મનું દર્શન તો આપેજ કરાવ્યું તે માટે હું આપનો ખાસ ઉપકૃત છું. બન્ને ગ્રંથો આપના પાકટ અનુભવનાજ પરિણામ છે. "મનુષ્ય ધર્મ" માં જે સિદ્ધાંતો ઉપર હિન્દુ સંસ્કૃતિ તથા સનાતન ધર્મ રચાયલો છે તેનું યથાર્થ નિરૂપણ આપે કર્યું છે. પુસ્તકની યોજના સુંદર છે. અમારી વૈષ્ણવ મહાસભાની શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે નવા અભ્યાસક્રમમાં એને ટેકસ્ટ તરીકે દાખલ કરીશું; તેમજ પારિતોષિક સમારંભ સમયે પણ કેટલાક લેવાની ગોઠવણ કરીશું."

૬

શ્રીમાન્ શેઠ ધર્મદાસ ત્રિભુવનદાસ વરજીવનદાસ લખે છે કે:—"આપના ચાર પુસ્તકો—હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણ નીતિ અને હિન્દુ તીર્થ યાત્રા વર્ણન વાંચી અતિશય સંતોષ અને આનંદ થયો છે. આશા છે કે આવાં

પુસ્તકો ધાર્મિક તત્ત્વને પોષક હોઈ જનસમાજને અધિક અધિક લાભદાયી નિવડશે."

૭

શ્રીયુત શાસ્ત્રી રાજારામ રામશંકર લખે છે કેઃ—" આપનું રચેલું પુસ્તક નામે " નેપાલનો પ્રવાસ " વાંચી જતાં એ નાનું સરખું પુસ્તક મોટા ગંજાવર પુસ્તકો નિરર્થક રૂપમાં હાલ પ્રકટ થાય છે તેને શરમ ઉપજાવે એવું છે. તેમજ હમણાના પોતે ભૂલાવામાં પડી બીજાઓને પોતાના જેવાજ ખાડામાં નાંખનારા મિથ્યા સત્યાગ્રહી કહેવાતા લોકનાયકને નિરૂત્તર કરી બંધ કરવાના સામર્થ્યવાળું છે. ભૂલાવામાં પડેલી સનાતન આર્યપ્રજાને પોતાના અપૂર્વ પૂર્વજોની નીતિરીતિ ઉપર પાછા લાવીને ધર્માગ્રહી બનાવવામાં એ જેટલું ઉપયોગી છે તેટલુંજ કે તેથી પણ વિશેષ તેમનામાં પોતાનીજ સ્વદેશ ભૂમિમાં આવેલી અનેક સ્થલીઓના સૌંદર્ય માહાત્મ્ય જાણવામાં ઉત્સુકતા અર્પી, તે તે સ્થાનોમાં વિચરવાના ક્રમવિધિ સંબંધી પણ એક ભોમિયારૂપે પૂર્ણ માહિતી આપે છે એ જોઇને પરમ સંતોષ થાય છે. તમારા પ્રયાસો અવશ્ય સ્તુત્ય ને આદરણીય છે."

૮

વેદાન્ત કવિ હીરાલાલ જાદવરાય બુચ ભાવનગરથી લખે છે કેઃ—" આજકાલના સ્વચ્છંદાચારમાં ઘસડાતા ભારતવર્ષના આબાલવૃદ્ધ પર્યંતના જીવોને આપનો " મનુષ્ય ધર્મ " નામનો ગ્રંથ ઓછો ઉપકારક નથી, એટલુંજ નહિ પરંતુ તે બગડતી ભારતવાસી આર્ય-હિંદુ પ્રજાને સનાતન ધર્મના ઉચ્ચતમ સંસ્કારદ્વારાએ અવનતિમાં જતી અટકાવી પ્રગતિના પવિત્ર પંથમાં દોરનારો છે. વિશેષમાં સનાતન ધર્મ કે જે સ્વતઃ કલ્યા-

ઉપકારક છે, તદ્વિષયક પ્રવૃત્તિની પ્રશંસા કરવી એ તો સુવર્ણને ઢોળ ચડાવવા જેવું છે. આપ આપના આવા સનાતન ધર્મોદ્ધારક અનેક પ્રકાશનોથી આપનું " ધર્મવીર સાંગાણી " એવું ઉપનામ સર્વાંશે ચરિતાર્થ કરો એવી શુભેચ્છા સાથે ધમધ્વંસક આંધી સમાન અનાચારીઓનો અવરોધ કરી ભારતવર્ષનું ધર્મક્ષેત્ર સુધારો એમ હૃદયસહ ઇચ્છા રાખું છું. "

૯

મહંત શ્રી રાજપુરી ભગવાનપુરી પાટણવાવથી લખે છે કેઃ-"આપે મોકલાવેલ "મનુષ્ય ધર્મ" નામનું પુસ્તક મળ્યું. તે આપના હાથે દેવભૂમિમાં શાંત અને એકાંત સ્થળમાં લખાયેલું હોવાથી ઘણું જ સરસ અને ઉપયોગી દરેક મનુષ્યે વાંચવા વિચારવા અને તેમાં કહેલ હકીકત પ્રમાણે અનુસરવાયોગ્ય છે. તેમજ તે પ્રમાણે વર્તવાથી ચાલુ જમાનામાં આ સંસારમાં અને મૃત્યુ પછી પરલોકમાં પણ ફળદાયી થાય તેવી સારી યોજનાઓ આપે દર્શાવેલી છે, તે ખાતે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછોજ ગણાય. આજ દિવસ સુધી નહિ લખાયલું એવું ગુજરાતી ભાષામાં ટુંકી હકીકત શાસ્ત્રસિદ્ધ રીતે પ્રતિપાદન કરનારૂં, ચાલુ જમાનામાં દરેકથી વર્તાય તેવી શૈલીવાળું અને આપ જેવા વિદ્વાનની કલમથી લખાયલું આ પુસ્તક દરેક ઘરમાં અકેક રાખવા લાયક છે. આપના નવા રચેલા પુસ્તકો પૈકી "હિંદુ કર્તવ્ય" તથા "માનસરોવરની યાત્રા" વી. પી. થી મોકલવા મે. કરશો." તત્ત્વામૃત ભાગ ૨ જો" તથા "હિંદુ સર્વસ્વ" નામનું અઠવાડિક પત્ર પણ પ્રસિદ્ધ થાય એટલે વી. પી. થી મોકલી આપશોજી. "

૧૦

"સ્વધર્મ-સ્વરાજ્ય" ના તંત્રી શ્રીયુત મગનલાલ જગન્નાથ શાસ્ત્રી સિનોરવાળા જણાવે છે કેઃ—"જાણીતા સાક્ષર સ્વધર્મ પ્રેમી સાંગાણીજી તરફથી અમને તત્ત્વામૃત, હિમાલયની યાત્રા, નેપાલનો પ્રવાસ, નારાયણ નીતિ આટલા પુસ્તકો પ્રથમ મળ્યા હતા અને હાલમાં કૈલાસ માનસરોવરની યાત્રામાં લખેલું "મનુષ્ય ધર્મ" મળ્યું છે. સાંગાણીજીના પુસ્તકો વાંચતા તેમની ધર્મપ્રિયતા, સ્વદેશ પ્રેમ, મુસાફરીનો ઉત્સાહાદિ આપણને પ્રત્યક્ષ દેખાય છે. પુસ્તક વાંચતા આપણને એમજ લાગે છે કે કંઇપણ રીતની બનાવટ કર્યા વગર સત્ય હકીકતજ લખેલી છે. એમને ભાષાપરનો કાબુ પણ ઘણો સારો છે. સનાતન ધર્મીય પ્રજાએ સાંગાણીના પુસ્તકો વાંચી પોતાના વંશજોને ધર્મપરાયણ રાખવા સારૂ પોતાના ઘરોમાં સંગ્રહવાની અમે ભલામણ કરીએ છીએ."

ॐ

## ગ્રંથકર્તાના અન્ય પુસ્તકો.

---

તત્ત્વામૃત ભાગ ૧ લો. .... ....કિંમત રૂા. ૨—૮—૦

સનાતન ધર્મ અને ગાંધીજી

( આવૃત્તિ બીજી ) .... .. રૂા. ૦—૯—૦

સ્વરાજ્ય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ .... ,, રૂા. ૦—૧૨—૦

। પ્રવાસ ... .... ,, રૂા. ૦—૪—૦

ની યાત્રા ( આવૃત્તિ ત્રીજી ) .... ,, રૂા. ૦—૪—૦

૪ ૢ નીતિ ,, .... ,, રૂા. ૦—૪—૦

ચૈતકર્મ ( આવૃત્તિ બીજી ) ... ,, રૂા ૦—૪—૦

તીર્થ યાત્રા વર્ણન .. .... ,, રૂા. ૦—૪—૦

મનુષ્ય ધર્મ .... .... .... ,, રૂા. ૦—૯—૦

હિંદુ કર્તવ્ય ... .... .... ,, રૂા. ૦—૮—૦

માનસરોવરની યાત્રા .... .... ,, રૂા. ૦—૯—

તત્ત્વામૃત ભાગ ૨ જો ( છપાય છે ) .... ,, રૂા. ૨—૦—૦

સનાતન ધર્મનું

અઠવાડિક પત્ર

[illegible]

[illegible] ૫

# હિંદુ સર્વસ્વ.

---

તંત્રી—નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

હિંદુ જાતિ તથા હિંદુસ્થાનના ઉદ્ધારના પ્રશ્નો સનાતન ધર્મનું ગૌરવ સંપૂર્ણ રીતે જાળવીને અત્યંત નિડરતાપૂર્વક આ પત્રમાં ચર્ચાશે. તદુપરાંત સનાતન ધર્મના સિદ્ધાંતો પ્રતિપાદન કરવા સાથે પાખંડીઓના આક્ષેપોનું પણ સચોટપણે નિવારણ કરાશે. આર્ય ધર્મ તથા દેશાભિમાની હિંદુએ પોતાનું નામ ગ્રાહક તરીકે નોંધાવી લાભ ઉઠાવવો. પત્ર દર મંગળવારે બહાર પડશે. વાર્ષિક લવાજમ માત્ર રૂ ૨ાા ટપાલખર્ચ રૂ ૦) છુટક નકલનો ફક્ત પોણો આનો.

લખોઃ—

મેનેજર, "હિંદુ સર્વસ્વ"

[illegible] બીલ્ડીંગ-ભીંડી બજાર, મુંબઈ